# અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત

( ડૉ. શાહના કલ્પિત વિચારોનું નિરસન )


વિદ્યાવલ્લભ ઇતિહાસ-તત્ત્વ-મહોદધિ આચાર્ય

શ્રી વિજયેન્દ્રસૂરિ


પ્રકાશક:—

શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા—ભાવનગર.

વિ. સં. ૧૯૯૨. : ઈ. સ. ૧૯૩૬. : ધર્મ સં. ૧૮.

કિંમત ચાર આના.

# કિંચિદ્ વક્તવ્ય

સંવત ૧૯૮૯ માં મારૂં ચાતુર્માસ વડોદરામાં થયું ને દરમિયાન ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ પ્રસંગોપાત્ત મારી પાસે આવતા હતા. આમાંના એક પ્રસંગે, તેઓ હુલ્શકૃત Inscriptions of Ashoka લાવ્યા હતા અને તે વાંચવાનો મને આગ્રહ કર્યો હતો. આ ઉપરથી, મેં એ ગ્રંથ ૩–૪ વાર વાંચી જોયો, પણ તેમાં દાક્તર સાહેબની માન્યતા અનુસાર, મને કશુંયે ન જણાયું. અશોકના શિલાલેખોમાં, જૈનો સંબંધી અનેક સ્થળે નિર્દેશ છે એમ પણ કંઇ માલૂમ ન પડ્યું.

અશોકના ગ્રાંથિક લેખોમાં માત્ર એક લેખમાં, નિર્ગ્રંથો (જૈનો) સંબંધી, એક જ વાર નિર્દેશ થયેલો છે. આ નિર્દેશ પણ તેમના ૧૪ ખડકલેખોમાં નહીં, પણ દિલ્હી–ટોપરાના સ્તંભલેખમાં ગૌણપણે જ થયેલો છે, કારણ કે સંઘો, બ્રાહ્મણો, આજીવિકો અને વિવિધ પંથો સાથે જ 'નિર્ગ્રંથ' શબ્દ વાપરવામાં આવ્યો છે.

આમ અશોકના લેખોમાં, જૈનો માટે એક જ વાર નિર્દેશ થયો છે એવી મને ખાત્રી થતાં, હું દાક્તર સાહેબનાં મંતવ્યથી ચકિત થઇ ગયો. પરિણામે અશોકના શિલાલેખો સંબંધી તેમનાં મંતવ્યને, મારા તરફથી કંઇએ સમર્થન ન મળ્યું એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

તે પછી, તેમણે પોતાનાં ‘પ્રાચીન ભારતવર્ષ’ નું વિજ્ઞપ્તિ-પત્ર બનાવી, તે (પુસ્તક) માટે, અભિપ્રાય આપવા (એ પુસ્તક છપાયું તે પહેલાં જ), મને વિનતિ કરવા માંડી. પણ તેમના પુસ્તકનું બરોબર વાચન કર્યા બાદ, એ સંબંધમાં મને બુદ્ધિગમ્ય રીતે સંતોષ ન થાય ત્યાં સુધી, એવો અભિપ્રાય આપવાની મેં સિદ્ધાન્તની દૃષ્ટિએ સાફ ના પાડી. હું ઇતિહાસનો વિદ્યાર્થી જ હોવાથી, મેં લીધેલો આ માર્ગ મને તો અદ્યાપિ ઉચિત જ જણાયો છે ઇતિહાસનો વિદ્યાર્થી ગમે તેમ અભિપ્રાય આપી પણ કેવી રીતે શકે?

વડોદરાથી મુંબઈ જઈ, ત્યાં ચાતુર્માસ કર્યા બાદ, ત્યાંથી પાછા ફરતાં, હું સુરત, ખંભાત વિગેરે સ્થળોએ જઈને ભાવનગર ગયો હતો. ડાક્તર સાહેબનું પુસ્તક (પ્રથમ ભાગ) આ વખતે છપાઈ ગયું હતું અને તેમણે તે મને દેખાડયું પણ હતું. એ પુસ્તક ઉપરટપકે જોતાં, તેમાં મને કેટલીક ખામીઓ જણાઈ આવી હતી જેનું મેં ડાકતર સાહેબને યોગ્ય સૂચન પણ કર્યું હતું.

ત્યારબાદ, ગયે વર્ષે મારૂં ચાતુર્માસ વઢવાણ કેમ્પમાં થતાં, મને ડાકતર સાહેબનાં પુસ્તકનો સ્વાધ્યાય કરવાની તક મળી. એ સ્વાધ્યાયથી, પુસ્તકના સંબંધમાં મારી શંકાઓ દિનપ્રતિદિન વધતી જ ગઇ. એટલામાં સુપ્રસિદ્ધ ‘પ્રસ્થાન’ માસિકમાં, પુસ્તકસંબંધી શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો રીવ્યુ પ્રગટ થયો, એ રીવ્યુમાંનાં કેટલાંક વાકયોથી, પુસ્તકનું સૂક્ષ્મ રીતે અધ્યયન કરવાની મને સાહજિક રીતે ઉત્તેજના મળી આથી પુસ્તકનું ફરીથી અધ્યયન કર્યું. એથી મારી શંકાઓ

પહેલાં કરતાં ખૂબ વધી પડી. હું જેમ જેમ પુસ્તક વાંચતો ગયો તેમ તેમ. દાકતર સાહેબનાં જેવાં પુસ્તકો બહાર પડવાથી, જૈનોને લાભ થવાને બદલે, ઉલટી હાનિ થવાનો સંભવ છે એવી મને પૂરીપૂરી ખાત્રી થઈ અને પરિણામે પુસ્તકની સમાલોચનામાં ઉતરવાની મને ઉત્કટ ઇચ્છા થઇ.

આથી મેં પુસ્તકનું સમાલોચન કરવા નિમિત્તે આવશ્યક અસલ ( Original ) અને પ્રમાણભૂત સામગ્રીઓ એકઠી કરવા માંડી એવી સામગ્રીઓનો સંચય કર્યા વિના, ઇતિહાસનું તુલનાત્મક અધ્યયન અને ઐતિહાસિક વિષયોનું અન્વેષણ અને સમાલોચન કરવું એ વાસ્તવિક નથી, એવો મારો સિદ્ધાન્ત જ હોવાથી, એવી સામગ્રીઓ એકઠી કરવી એ આવશ્યક હતું. એ સામગ્રીઓ છેલ્લા ૬ માસમાં જ્યાં જ્યાંથી મળી શકી ત્યાં ત્યાંથી મેં પ્રાપ્ત કરી છે અને તેનો બને તેટલો ઉપયોગ પણ મેં અદ્યાપિ કર્યો છે.

દાકતર સાહેબનાં પુસ્તકનાં સમાલોચનનું કાર્ય હાથ ધરતાં, કેટલોક સમય વ્યતીત થયા બાદ, 'જૈન રૌપ્ય મહોત્સવ અંક'માં પ્રગટ થયેલો તેમનો ' સંપ્રતિ મહારાજના શિલાલેખો કિંવા પદચ્યુત સમ્રાટ્ અશોક ' એ લેખ જોવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ. એ લેખ જોતાં, તેનો પ્રતિવાદ પ્રથમ કરવાનું મને ઇષ્ટ લાગ્યું. આથી એ લેખ તેમજ તેને સમર્થનરૂપ તેમનાં પુસ્તકમાંના કેટલાક વિચારોનો પ્રતિવાદ આ પુસ્તકમાં કર્યો છે.

દાકતર સાહેબનાં પુસ્તકની સમાલોચનાનો ગ્રંથ હવે પછી બહાર પડશે.

આ પુસ્તક લખવામાં, શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર. શ્રીજૈનધર્મપ્રસારક સભા, ભાવનગર, ધ્રાંગધ્રા જૈન પુસ્તકાલય. પાયચંદ ગચ્છના ઉપાશ્રયનો ભંડાર (ધ્રાંગધ્રા). શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પુસ્તક ભંડાર ( પાલીતાણા ), બાર્ટન લાઇબ્રેરી ( ભાવનગર ) અને અંધેરીના વિદ્યારસિક શેઠ કલ્યાણજી કરમશીનાં પુસ્તકાલયનાં કેટલાંક પુસ્તકો મને ઉપયુક્ત થયેલ છે

વસ્તુસ્થિતિની બરોબર જાણ માટે, ડાકતર સાહેબનો ગ્રંથ તેમજ લેખ પોતાની સમીપ રાખી, આ પુસ્તક વાંચે એવી મારી વાચકોને નમ્ર સૂચના છે.

ધ્રાંગધ્રા તા. ૨૭-૩-૩૧
ધર્મ સંવત ૧૪

વિજયેન્દ્રસૂરિ

# બે બોલ

'સંપ્રતિ મહારાજના શિલાલેખો કિંવા પદચ્યુત સમ્રાટ્ અશોક' એ શીર્ષક ડૉ. ત્રિભુવનદાસ શાહના 'જૈન શૌર્ય મહોત્સવ અંક' માં પ્રગટ થયેલ એક લેખ અને એ લેખમાંના કેટલાક વિચારોને સમર્થનરૂપ, તેમનાં 'પ્રાચીન ભારતવર્ષ' (ભાગ પહેલો) ના કેટલાંક દૃષ્ટિબિન્દુઓ તેમજ વિચારોના પ્રતિવાદરૂપ આ પુસ્તક પ્રગટ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

વિદ્યાવલ્લભ ઈતિહાસ-તત્ત્વમહોદધિ આચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિજીએ લખેલ આ પુસ્તકમાં, દાકતર સાહેબનાં અનેક વિચિત્ર અનુમાનો અને કલ્પનાઓનું નિરસન કરવામાં આવ્યું છે. તેમાંથી વાચકોને ઐતિહાસિક આદિ દૃષ્ટિએ ઘણીયે નવીન હકીકતો અવશ્ય જાણવાની મળશે એવી અમને પ્રતીતિ છે.

દાકતર સાહેબનાં ઉપર્યુક્ત પુસ્તકની આચાર્યશ્રીકૃત સમાલોચનાનો ગ્રંથ હવે પછી પ્રગટ થશે.

દાકતર સાહેબે પોતાના વિચારોથી, આજના આગળ વધેલા જમાનામાં, ઈતિહાસવિદો, વિદ્વાનો અને ઈતર લોકોનું જાણી જોઈને અપમાન કર્યું છે અને અશોક જેવા મહાન્ સમ્રાટ્ અને મહાક્ષત્રપ રૂદ્રદામા જેવા મહાપરાક્રમી અને સુપ્રસિદ્ધ મહાન્ નરપતિને ભારેમાં ભારે અન્યાય કર્યો છે,

એની વાચકોને આ પુસ્તક વાંચવાથી ઝાંખી થશે એમાં કંઇ શંકા નથી.

**આચાર્યશ્રીએ** સદ્‌ભાગ્યે અમારી સંસ્થા પ્રત્યે ખાસ લક્ષ દાખવવા માંડયું છે અને એ સંસ્થાની ભાવી પ્રગતિનાં ઉજ્જવળસૂચક ચિહ્નરૂપ છે એમ જણાવતાં અમને ભારે હર્ષ થાય છે. તેમના જ શુભ પ્રયત્ન અને સહાનુભૂતિથી, હાલમાં અમારી સંસ્થા તરફથી, આચાર્ય**શ્રીમાણિક્યદેવ સૂરિકૃત** 'નલાયન' (કુબેરપુરાણ) છપાઈ રહ્યું છે.

**આચાર્યશ્રીએ** જે ઉદાત્ત ઉદ્દેશથી આ પુસ્તક લખ્યું છે તે ઉદ્દેશ સફળ થાય એવી અમારી હાર્દિક અભિલાષા છે.

ગ્રંથમાળા ઓફિસ,
હેરીસરોડ-**ભાવનગર**
તા. ૧-૮-૩૬.

પ્રકાશક.

॥ ॐ ॥

जगत्पूज्य श्रीविजयधर्मसूरीश्वरगुरुभ्यो नमः ।

# અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત

( ડૉ. ત્રિભુવનદાસ શાહના વિચારોનું નિરસન. )

વડોદરાવાળા ડૉ. ત્રિભુવનદાસ શાહે 'જૈન રૌપ્ય મહોત્સવ અંક' માં 'સંપ્રતિ મહારાજાના શિલાલેખો કિંવા પદચ્યુત સમ્રાટ્ અશોક' એ શીર્ષક એક લેખ લખ્યો છે. એ લેખમાં તેમણે સમ્રાટ્ અશોકને વરેલી કીર્ત્તિ મહારાજા સંપ્રતિને વરાવવાનો નિરર્થક રીતે પુષ્કળ પ્રયત્ન કર્યો છે. દાક્તર સાહેબનો આ પ્રયત્ન અનુચિત લાગવાથી, આ નિબંધ, એ લેખના એક રદીયા રૂપે નમ્રભાવે લખ્યો છે. વિદ્વાનો અને જિજ્ઞાસુઓને તે કંઇક અંશે પણ માર્ગદર્શક થશે એવી મને આશા છે.

સંપ્રતિ મહારાજાએ જે જે સત્કાર્યો કર્યાં હોય તે સવ બહાર આવે એ સર્વથા ઇષ્ટ છે; પણ તેમ કરતાં, તેમની કીર્ત્તિ ખોટી રીતે વધારવાના કે તેમણે જે કાર્યો ન કર્યાં હોય તે તેમનાં ગણવાનો કે ગણાવવાનો પ્રયાસ ન જ થવો જોઇએ એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. એવું થાય તો, બીજાની વસ્તુ પોતાની તરીકે અપનાવવાનો પ્રયત્ન કરવાનો આક્ષેપ, એવો પ્રયત્ન કરનાર તેમજ તેના ધર્મબંધુઓ ઉપર થવાનો સંભવ છે એ દેખીતું છે.

ડૉ. શાહના ઉપર્યુક્ત લેખમાં, મહારાજા સંપ્રતિની કીર્ત્તિ ખોટી રીતે વધારી દેવાના અનેક પ્રયાસો થયા છે. તેમના એ પ્રયાસો યથાયોગ્ય રીતે સમજવા માટે, આપણે પ્રથમ મહારાજા સંપ્રતિનાં જીવનથી પરિચિત થવું અને તેમનાં જીવનનાં કેટલાંક કાર્યોની ઝાંખી કરવી એ આવશ્યક છે.

## સમ્રાટ્ સંપ્રતિ

મગધપતિ સમ્રાટ્ સંપ્રતિ ભારતવર્ષના ઇતિહાસમાં મશહુર છે. જૈન સમ્રાટ્ તરીકે, તેમનું નામ પ્રાચીન તેમ જ અર્વાચીન જૈન ગ્રંથોમાં સુવિખ્યાત છે. તેમના જ ભગીરથ પ્રયત્નોથી, જૈનધર્મ સંકુચિત વર્તુલ ( circle ) માંથી બહાર આવ્યો હતો અને તેનો ખૂણે ખૂણે પ્રચાર થવાથી, જૈનધર્મના અનુયાયીઓની સંખ્યા ખૂબ વધી હતી.

સંપ્રતિ મહારાજાએ ભારતવર્ષની બહારના અનેક દેશોમાં પણ ધર્મોપદેશકો મોકલ્યા હતા. સુપ્રસિદ્ધ યુરોપીયન અને ભારતીય વિદ્વાનો પણ આ વાત હવે માન્ય રાખે છે. સંપ્રતિ-

મહારાજાની ધર્મ-ધગશ અત્યંત તીવ્ર હતી. આથી તેમણે ધર્મપ્રચારનું વ્યાપક કાર્ય પોતાનાં શાસન દરમિયાન નિરાડંબરપણે કર્યા કર્યું હતું, જેને પરિણામે જૈનધર્મનો વિજય-ધ્વજ અનેક ક્ષેત્રોમાં ફરકયો હતો.

સમ્રાટ્ ચંદ્રગુપ્તના પુત્ર બિંદુસાર હતા. બિંદુસારના પુત્ર અશોક હતા જે બૌદ્ધ સમ્રાટ્ તરીકે અદ્યાપિ જગમશહુર છે. સમ્રાટ્ સંપ્રતિ અશોકના પુત્ર કુણાલના પુત્ર હતા. તેમણે આર્યસુહસ્તી પાસેથી જૈનધર્મ ગ્રહણ કર્યો હતો અને એ ધર્મ ગ્રહણ કર્યા પછી, તેમણે તેનું આજીવન હાર્દિક પાલન કર્યું હતું. તેમનું અનુકરણ કરીને, કેટલાક ખંડીયા રાજાઓ તેમ જ લાખો અજૈનોએ પણ જૈનધર્મ અંગીકાર કર્યો હતો.

મહારાજા સંપ્રતિએ જૈનધર્મના પ્રચાર માટે જે જે પ્રયત્નો કર્યા હતા તે તે પ્રયત્નો પ્રાયઃ સફલ થયા હતા. તેમને કીર્ત્તિ કે માનની કશીયે સ્પૃહા ન હતી. તેઓ સર્વ કાર્યો પોતાનું કર્તવ્ય સમજીને જ કરતા હતા. શિલાલેખોની તેમને શી જરૂર હતી? આવા સુપ્રસિદ્ધ અને ખરેખરા મહાન્ જૈન સમ્રાટ્ માટે આજે પણ પ્રત્યેક જૈન નૈસર્ગિક રીતે હાર્દિક પૂજ્યભાવ ધરાવે છે એ સર્વથા યુક્ત છે.

આધુનિક સમર્થ વિદ્વાનો પણ સંપ્રતિ મહારાજાને એક મહાન્ વ્યક્તિ અને સમર્થ સમ્રાટ્ તરીકે માન્ય કરવા લાગ્યા છે એ મહારાજા સંપ્રતિની મહત્તા સંબંધી, નિરાબાધ સાક્ષીરૂપ છે, ભારતીય સુપ્રસિદ્ધ વિદ્વાન્ પ્રત્નતત્ત્વવિશારદ શ્રી કાશીપ્રસાદ

જાયસવાલે પણ, સંપ્રતિ મહારાજાના સિક્કાઓ ઉપરથી, તેમનાં અસ્તિત્વનો નિઃશંકપણે સ્વીકાર કર્યો છે. આ પ્રમાણે, મહારાજા સંપ્રતિ એક મહાન ઐતિહાસિક વ્યક્તિ થઇ ગયાનું નિર્વિવાદ છે. ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં, તેમનાં અસ્તિત્વનાં સંબંધમાં કંઇ શંકા જ નથી. હવે આપણે ડૉ. શાહના લેખની સમીક્ષા કરીએ.

## ડૉ. શાહના લેખની સમીક્ષા

ડૉ. શાહે અશોકના શિલાલેખો સંપ્રતિ મહારાજાના શિલાલેખો છે એવું ઘટાવવા નિમિત્ત, ઉપર્યુક્ત લેખ ૨૨ પાનાંનો લખ્યો છે. તેમાં જે જે રીતે અને જ્યાં જ્યાં બન્યું તે તે રીતે અને ત્યાં ત્યાં શિલાલેખો સંપ્રતિના જ છે એમ વાચકોને મનાવવાનો પ્રયત્ન કરવામાં તેમણે કશીયે કચાશ રાખી નથી. અશોકના શિલાલેખો સંપ્રતિના શિલાલેખો છે એમ માનવા-મનાવવા માટે, તેમણે કેટલાક વિચિત્ર અનુમાનો અને અસંભવિત કલ્પનાએ પણ કરેલ છે

એ સવ સંબંધી સમીક્ષા કરવી એ આ નાનકડા નિબંધમાં, સ્થળ-સંકોચને કારણે અશકય હોવાથી, નમૂનારૂપ જ કેટલાક મુદ્દાઓની આપણે સમીક્ષા કરીશું.

લેખની સમીક્ષા કરતાં, લેખમાંના મુદ્દાઓને સમર્થનરૂપ, ડૉ. શાહકૃત ' પ્રાચીન ભારતવર્ષ ' ભાગ પહેલાના કેટલાક વિચારોનું પણ કેટલેક સ્થળે નિરસન કરવામાં આવ્યું છે એ વાચકોએ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે.

# શ્વેત

લેખકે '**श्वेत**' નો અર્થ '**श्वेतांबर संप्रदाय** કરવામાં આવતો હોય તો' એમ જે કહ્યું છે તેનો કંઇ અર્થ જ નથી. એ પછી, તેઓ શ્વેતામ્બર-દિગમ્બરનો પ્રશ્ન લાવ્યા છે એ ઉપરથી, તેમનો ઉદ્દેશ 'શ્વેતામ્બર સંપ્રદાય' એવો કરવાનો લાગે છે; પણ એ અર્થ જ થઇ શકતો ન હોવાથી, તેમનો એ ઉદ્દેશ સરી શકતો નથી. 'શ્વેતામ્બર' માટે 'શ્વેતપટ્ટ' કે એવા શબ્દો જોઇએ. દિગમ્બર સંપ્રદાયનું અસ્તિત્વજ આર્યમહાગિરિજીના સમયમાં ન હતું. લેખકે પોતે પણ આ વાત માન્ય રાખી છે. આમ છતાં, 'શ્વેત' સંબંધી પોતાનાં મંતવ્યને અંગે, તેમણે શ્વેતામ્બર-દિગમ્બરનો પ્રશ્ન કેમ ઉપસ્થિત કર્યો છે એ સમજવું જ મુશ્કેલ થઇ પડે છે. આર્યમહાગિરિજી માત્ર જિનકલ્પની તુલના કરતા હતા. આ સંબંધી યોગ્ય રહસ્ય સમજવા માટે, લેખકને વર્ષો લાગે તેમ છે. વળી આ વાતને દિગમ્બર સંપ્રદાયની ઉત્પત્તિ સાથે કંઇ પણ લાગતું વળગતું નથી.

'શ્વેત' નો અર્થ 'સફેત હાથી' એમ કરવો એ યોગ્ય નથી. 'શ્વેત હસ્તિ'નો અર્થ 'સફેત હાથી' થાય. અશોકના ગિરનારના ૧૩ મા શિલાલેખની નીચે (લેખ પૂરો થયા પછી, તેની નીચે લીટી દોરીને) **स्वेतो हस्ति** એ શબ્દોવાળો પાઠ છે. એ પાઠ આખોને આખો ઉડાડી મૂકીને, લેખકે માત્ર 'શ્વેત' શબ્દ ગ્રહણ કર્યો છે અને તેનો પણ તેમણે ખોટો અર્થ કર્યો છે. આ રીતે તેમણે જનતાની આંખે પાટા બાંધ્યા છે. નીચેનાં કેટલાંક Readings થી એ હકીકત વાંચકોના લક્ષમાં આવી શકશે:—

( स )वेस्वेतो हस्ति सर्व-लोक-सुखाहरो नाम

The perfectly white Elephant, bringing, happiness, indeed, to all the world.

Asoka ( By R. K. Mookerji ), P. 170.

( અખિલ જગતને ખરેખર સુખ આપનાર સંપૂર્ણ શ્વેત હસ્તિ. )

व स्वेतो हस्ति सवा-लोक-सुखाहरो नाम

अशोक की धर्मलिपियाँ, निवेदन, पृ. २.

( स ) वे-स्वेतो हस्ति सर्व-लोक-सुख-ग्गाहरो नाम

Asoka ( By Dr. D. R. Bhandarker. )
2nd Edition, P. 177.

મહાત્મા બુદ્ધે દેવલોકમાંથી શ્વેત હસ્તી રૂપે અવતરણ કર્યું હતું એ દૃષ્ટિએ વિચાર કરતાં પણ, લેખકે વાપરેલો એકલો 'શ્વેત' શબ્દ બરાબર નથી. મહાત્મા બુદ્ધનાં શ્વેત હસ્તી રૂપે અવક્રમણ સંબંધી નિમ્ન પ્રમાણો ખાસ જાણવાજોગ છે:—

बोधिसत्तो सेतवरवारणो हुत्वा...

Jātaka Commentary Vol I. ( Edited by Fausbōll ) P. 50.

बोधिसत्त्वः तुषितवरभवनाच्च्युत्वा ...... पाण्डुरगजरूपो भूत्वा ...... ( मातुः ) कुक्षाववक्रामत

Lalita-Vistara, P. 63.

( બોધિસત્ત્વે તુષિત દેવલોકનાં સુંદર ભવનમાંથી ચ્યવીને, શ્વેત હાથી બનીને,....માતાની કુક્ષિમાં અવક્રમણ કર્યું ).

**बोधिसत्त्व श्वेत सुन्दर हाथी बन,...रुपहली मालाके समान सूँडमें श्वेत कमल लिये, मधुर नाद कर...माताकी शय्याको तीन बार प्रदक्षिणा कर, दाहिनी बगल चीर, कुक्षिमें प्रविष्ट हुये जान पड़े। इस प्रकार ( बोधिसत्त्वने ) उत्तराषाढ नक्षत्रमें गर्भमें प्रवेश किया।** बुद्धचर्य्या, पृ. २.

ઉપરના પાઠોમાં 'શ્વેત' એ વિશેષણ છે એ નાનું બાળક પણ સમજી શકે તેમ છે. મહાત્મા બુદ્ધ સ્વર્ગથી ચ્યવીને, તેમની માતાનાં ઉદર-ગર્ભમાં આવ્યા ત્યારે તેમની માતાએ સ્વપ્નમાં સફેત હાથીને પોતાનાં મુખમાં ( મુખ કર્યું હોય તો, ખરી રીતે કૂખ જોઇએ ) પ્રવેશ કરતો જોયો હતો એવો પ્રો. કર્ને પાઠનો અર્થ માત્ર કર્યો છે. તેમણે એથી વિશેષ કંઇ કહ્યું નથી. આથી પ્રો. કર્ન આ પ્રસંગ મહાત્મા બુદ્ધના સંબંધમાં લાગુ પાડે છે એવું લેખકનું કથન ઠીક નથી. બુદ્ધની માતાને સ્વપ્ન-દર્શન થયું હતું એ શંકાસ્પદ છે એવું લેખકનું મંતવ્ય પણ વાસ્તવિક નથી. લેખકે આના સંબંધમાં, બૌદ્ધ ગ્રંથો વાંચ્યાજ નહીં હોય એમ લાગે છે. પ્રો. કર્ન, મહાત્મા બુદ્ધની માતાએ જોયેલ હસ્તિ-સ્વપ્નનો પ્રસંગ, બુદ્ધની માતાને અનુલક્ષીને જણાવે છે એમ કહીને, લેખક એ પ્રસંગ મહાવીરની માતાના સંબંધમાં વધારે સંભવિત છે એમ કહે છે. લેખકનું આ કથન કપોલકલ્પિત છે. મહાત્મા બુદ્ધની માતાએ સ્વપ્નમાં છ દંતુશળવાળો હાથી જોયો

હતો. શ્રી મહાવીરનાં માતા ત્રિશલાદેવીએ સ્વપ્નમાં જે સફેત હાથી જોયો હતો તેને ૪ દંતુશળો હતા. આ સંબંધમાં નિમ્ન પ્રમાણ જાણવાજોગ છે:-

तएणं सा तिसला खत्तिआणी, तप्पढमयाए, चउदंत-मूसिअगलिअविपुलजलहरहारनिकरखीरसागरससंककिरणदगरय-रययमहासेलपंडुरतरं समागयमहुअरसुगंधदाणवासिअकबोलमूलं, देवरायकुंजरवरप्पमाणं, पिच्छइ

कल्पसूत्र–किरणावली, पत्र ४५–४६.

મહાત્મા બુદ્ધની માતા માયાદેવીએ સ્વપ્નમાં જોયેલ હાથીના સંબંધમાં નિમ્ન પ્રમાણો મહત્ત્વનાં છે:-

According to the Lalita-Vistara description, the elephant was of the noblest breed, having six tusks, white as snow and silver, ... and characterised by a gentle movement. The details of the scene pre-supposes a story, similar to one in the Jātaka-Nidānā Katha, as will appear from the following narration. Barhut Bk. ii, PP. 12-13.

( હાથી ઉમદામાં ઉમદા હતો, તેને ૬ દંતુશળો હતા, તે બરફ અને ચાંદી જેવા સફેત હતો....અને મંદ ગતિ એ તેની વિશિષ્ટતા હતી એવું વૃત્તાન્ત 'લલિત વિસ્તર' માં આપવામાં આવ્યું છે. 'જાતક નિદાન કથા'માંની આને મળતી એક કથામાં આપેલાં નિમ્ન વૃત્તાન્તને આ દૃશ્યમાંની હકીકતો આધારભૂત બને છે. )

At this time, Maya dreamt that, an elephant, with good looks, a red head and six tusks and of slow movement entered into her womb.

—A Study of the Mahāvastu, P. 60.

( છ દંતુશળો અને રાતાં માથાંવાળા તથા મંદગતિયુક્ત એક હાથીએ પોતાના ગર્ભમાં પ્રવેશ કર્યો એવું માયાદેવીને આ વખતે સ્વપ્ન આવ્યું. )

She is evidently dreaming a dream, in which she sees, how the Boddhisattwa descended from high in the shape of a six-tusked elephant and forced his entry into her womb, through her left side.

Barhut Bk. i, P. 55.

( તેને ( માયાદેવીને ) દેખીતી રીતે એક સ્વપ્ન આવે છે. તેમાં ને, બોધિસત્ત્વ છ દંતુશળવાળા હાથીરૂપે ઉંચેથી ( આકાશમાંથી ) અવતરણ કરે છે અને ડાબી કૂખેથી પોતાના ગર્ભમાં પ્રવેશ કરે છે એમ જુએ છે. )

આમ મહાત્મા બુદ્ધની માતાએ સ્વપ્નમાં જોયેલ છ દંતુશળવાળો હાથી અને શ્રીવીર પ્રભુની માતાએ સ્વપ્નમાં જોયેલ ચાર દંતુશળવાળો હાથી એક કેમ માની શકાય ? એ બન્નેને એક માની લેવા એ લેખકનો ભ્રમ માત્ર છે.

વળી 'શ્વેત' શબ્દ જૈનોની monopoly–જૈનોનોજ છે એમ ઠસાવવાનો લેખકે ખોટી રીતે ખૂબ પ્રયત્ન કર્યો છે એમ પણ આ સર્વ ઉપરથી, જણાય છે; પણ તેમનો એ પ્રયત્ન કેવો વિચિત્ર છે ?

લેખક મહાશય આટલેથી જ નથી અટક્યા. તેમણે તો ભારહુત સ્તૂપમાંનાં માયાદેવીનાં સ્વપ્ન-દૃશ્યને સંપ્રતિરાજાની માતાનાં સ્વપ્નનું દૃશ્ય માની લીધું છે. માયાદેવીનાં સ્વપ્ન-દૃશ્ય ઉપર, 'भगवतो उक्रंति' એમ લખ્યું છે. લેખકે એ જોવા કે વાંચવા-વિચારવાની તસ્દી જ લીધી નથી. મહાત્મા બુદ્ધનું માતાના ગર્ભમાં અવતરણ થયું એ સંબંધી અનેક ગ્રંથોમાં પણ મહાત્મા બુદ્ધને માટે 'ભગવાન' કે એવા જ કોઈ શબ્દનો ઉલ્લેખ થયેલ છે.* આ સંબંધમાં, કેટલાંક પ્રમાણો નીચે પ્રમાણે છે:—

Bhagavato Ukramti.

बोधिसत्तो तुसिता काया चवित्वा मातुकुच्छि ओक्कमति (ओक्कन्तो होति, लोके उप्पन्नो ( Digha. II, PP. 12, 13, 53 ).

बोधिसत्त्वाः...तुषित भवनं उपगम्य मनुजभवं अभिकाङ्क्षमाणाः मातुः कुक्षिं अवतरन्ति...गर्भावक्रान्तिसम्पन्नाश्च सम्यक् संबुद्धा भवन्ति। महावस्तु १, पृ. १४२.

( भगवतः ) गर्भावक्रान्ति

—Lalita-Vistara, P. 86.
Barhut Inscriptions, P. 52.

---

* The descent of the Boddhisattwa into the womb of his mother is referred to in texts like Digha Nikaya II ( Pp. 12, 13, 55) or the Jātakas.
—Asoka ( By R. K. Mookerji ), P. 61 Note.

આમ ' ભગવાન્ ' શબ્દ બુદ્ધને ઉદ્દેશીને છે. એ શબ્દ સંપ્રતિ રાજાને કેમ લાગુ પડી શકે એ કલ્પનાતીત થઇ પડે છે. વળી લેખકે પોતાના મંતવ્યના સંબંધમાં કંઇ પણ પ્રમાણ આપ્યું નથી. આથી સંપ્રતિના માનેલા અવશેષોમાં, હાથી અશ્વસ્થાને હોવાનું, સંપ્રતિના પરિચયમાં, જે કહ્યું છે તે નિરાધાર છે. લેખકે પોતાના ભેજામાંથી કેવી અસંગત હકીકતો ઉપજાવી કાઢી છે તેનું આ એક જ્વલંત દૃષ્ટાન્ત છે.

ભરહુત સ્તૂપમાંના માયાદેવીના ચિત્રપટોનો સંબંધ શ્રી મહાવીર પ્રભુની કૈવલ્યભૂમિ ભારતહુપ સાથે હોય એમ સ્પષ્ટ તરી આવે છે એવું લેખકનું કથન તદ્દન અસત્ય છે. એ ચિત્રોને સંપ્રતિ મહારાજા સાથે કંઇ લાગતુંવળગતું નથી એ આપણે ઉપર જોયું છે. ભરહુતને જંભીયગામ કેમ માની શકાય ? જંભીયગામ બંગાળમાં છે. ( જે ઋજુવાલુકા નદીના કાંઠે આવેલું છે. અને આજકાલ એ નદીને અજયા કહેવામાં આવે છે. ) ભરહુત મધ્યપ્રાંતમાં છે. ભરહુત સ્થાન સંબંધી નિમ્ન પ્રમાણ ખાસ જાણવાજોગ છે.

Bharhut—In the Central Provinces, 120 miles to the south-west of Allahabad, and nine miles to the south-east of the Satna Railway Station.........

( —De's Geographical Dictionary of Ancient and Mediaeal India, 2nd Edition, P. 32 )

( ભરહુત મધ્યપ્રાંતોમાં છે અને તે અલ્લહાબાદથી નૈઋત્ય ખૂણામાં ૧૨૦ માઇલ અને સતના રેલવે સ્ટેશનથી અગ્નિ ખૂણામાં ૯ માઇલ દૂર આવેલું છે. )

Kausambi, 80 miles N. E. of Bharhut.

—Cambridge History of India, Vol. I. P. 524

[ કૌશામ્બી ભરહુતથી ઇશાનખૂણામાં ૮૦ માઇલ. ]

સાંચીથી ભરહુત આશરે બસો માઇલ થાય છે. ડાકતર સાહેબે સાંચીને પોતાના ગ્રંથમાં પાવાપુરી માનેલ છે. (જુઓ પૃ. ૧૮૮ ટી૦) એટલે જો સાંચી તે પાવાપુરી જ હોય તો શ્રી વીરપ્રભુ કૈવલ્યસ્થાનથી એક જ રાત્રીમાં ૨૦૦ માઇલ વિહાર કરીને પાવાપુરી ગયા હતા—( અર્થાત ભરહુતથી સાંચી ગયા હતા ) એમ માનવુ પડે. શ્રી વીરપ્રભુએ એકજ રાત્રિમાં આટલો બધો વિહાર કર્યો હોય એ અસંભવિત છે.

આથી સિદ્ધ થાય છે કે ભરહુત તે જંભીયગામ નથી.

ભરહુત બંગાળમાં નથી એમ ઉપર કહેવાઈ ગયું છે. ભરહુતને સ્થાને ભારતહુપ શબ્દ વાપર્યો છે તે પણ વાસ્તવિક નથી.

ભરહુતને જંભીયગામ સાથે શું લાગેવળગે ? વળી તેનો સ્તૂપ તો બૌદ્ધોના સ્તૂપ તરિકે જગવિખ્યાત છે. એ સ્તૂપ સાથે પ્રસેનજિત અને કુણિક( અજાતશત્રુ )નો સંબંધ પણ લેખકે જોડી દીધો છે એ પણ કેવું કહેવાય ?

ભરહુત અને તેના સ્તૂપ સાથે બૌદ્ધો, જૈનો વિગેરેનો સંબંધ એ વિષે ડૉ. શાહના ‘ પ્રાચીન ભારતવર્ષ ’ ભાગ પહેલાની સમાલોચનામાં હું વિશેષ લખવા ઇચ્છું છું. આથી

ભરહુત અને તેના સ્તૂપ વિષે અત્રે આટલું જ કહેવું એ હું પર્યાપ્ત સમજું છું.

માયાદેવીએ જોયેલ સ્વપ્નનાં દૃશ્યો વિગેરે અશોક તરફથી પ્રજાને અવારનવાર બતાવવામાં આવતાં હતાં.* આથી ભગવાન્ મહાવીરની માતાએ જોયેલાં સ્વપ્નો ભાદ્રપદ શુકલ પ્રતિપદાના દિવસે, ભગવાન્ મહાવીરના જન્મવાંચન સમયે, દર્શન માટે રજુ કરાય છે એવું લેખકનું કથન ખાસ મહત્ત્વનું નથી. આ રિવાજ પાછળથી દાખલ થયોછે એ પણ ખાસ ઉલ્લેખનીય છે. વળી સ્વપ્નોને લગતી હકીકત, શ્રીમહાવીર અને તેમની માતાને જ લાગુ પાડવામાં આવે તો, લેખકે ૧૪ સ્વપ્નોમાંથી હાથી સંબંધી જ, ખાસ ઉલ્લેખ કેમ કર્યો

* In Rock Edict IV, Asoka says: 'But now in consequence of the spread of Dhamma by king Pryadarsin, Beloved of the gods, the sound of the drum, has become the sound of Dhamma after his having shown to the people, spectacles of aerial chariots ( vimanas ), spectacles of elephants ( hastins ) masses of fire ( agni-skandhas ) and other divine representations.

—Asoka ( By Bhandarkar ) 2nd Edition, P. 130

( અશોક ખડક લેખ ચોથામાં કહે છેઃ—દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ કરેલ ધર્મપ્રચારને પરિણામે, વિમાનો, હસ્તિઓ, અગ્નિ-સ્કંધો અને બીજાં દિવ્ય દશ્યો જનતાને દેખાડ્યા પછી, ઢોલનો નાદ ધર્મ—ધ્વનિરૂપ થયો છે ).

છે ? એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. દશ્યોમાં બધાંયે સ્વપ્નો હોય છે. આથી એક સ્વપ્નનો જ નિર્દેશ કરીને, લેખક મહાશય ત્રિશલા માતાનું મહત્ત્વ ઘટાડતા નથી ?

લેખકે પોતાના માનેલ સંપ્રતિ રાજાએ ખડક લેખો ઊભા કર્યા છે અને તેમાં હાથીઓ કોતરાવ્યા છે, એવું મંતવ્ય વ્યક્ત કર્યું છે. આ મંતવ્ય જરાયે સત્ય નથી. મહારાજા અશોકે પણ ગિરનાર, ધૌલી અને કાલ્સી એ ત્રણ સ્થળોએ જ હાથીઓ કોતરાવ્યા છે. આમાંથી ગિરનારના લેખવાળો ( લેખ પાસે કોતરેલો ) હાથી લુપ્તપ્રાય થઈ ગયો છે ( જુઓ રાધાકુમુદ મુકરજી કૃત અશોક, પૃ. ૧૭૦ ).

' શ્વેત ' સંબંધી લેખકનાં મંતવ્યો જનતાને કેવાં અવળે રસ્તે લઈ જનારાં, વિદ્વાનોને કેવાં અપમાનજનક અને જગતની કેવી પ્રતારણા કરનારાં છે ?

## સંપ્રતિનાં વ્રતો

લેખકે આઠમા ખડક લેખ ઉપરથી, સંપ્રતિ મહારાજાને ઉદ્દેશીને કેટલાક મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છે. આમાંનો એક મુદ્દો સંપ્રતિ મહારાજાએ લીધેલાં વ્રતો સંબંધી છે.

લેખકે સંપ્રતિ મહારાજાએ રાજ્યાભિષેક બાદ, નવમાં વર્ષે આઠ વ્રતો લીધાનું લેખન કરેલ છે એમ કહ્યું છે. સંપ્રતિ મહારાજાએ રાજ્યાભિષેક પછી ૧૦ મે વરસે વ્રતો લીધાં હતાં એમ પણ લેખક માને છે. આ રીતે સંપ્રતિ મહારાજાએ, પોતાનો રાજ્યાભિષેક થયા બાદ, કેટલામે વર્ષે વ્રતો લીધાં હતાં તેની લેખકને પૂરેપૂરી ખાત્રી નથી એ નિર્વિવાદ છે.

શિક્ષાવ્રતો રાજાને દુઃસાધ્ય હોવાથી, સંપ્રતિએ આઠ જ વ્રત ગ્રહણ કર્યાં હતાં એમ પણ લેખકે કહ્યું છે.

સંપ્રતિ મહારાજાએ આઠ જ વ્રત લીધાં હતાં એવું લેખકનું કથન યથાર્થ નથી. તેમણે શ્રાવકનાં બારે વ્રતો અંગીકાર કર્યાં હતાં. આ સંબંધમાં નિમ્ન પ્રમાણો જાણવાજોગ છેઃ—

**अणुव्रतगुणव्रतशिक्षाव्रतपवित्रितः ।**

**प्रधानश्रावको जज्ञे सम्प्रतिस्तत्प्रभृत्यपि ॥ ६२ ॥**

—Parisistha Parva, 2nd Ed. (Ed. Edited by H. Jacobi), P. 258.

( પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતથી પવિત્ર એવો સંપ્રતિ રાજા ત્યારથી પરમ શ્રાવક થયો. )

—પરિશિષ્ટ પર્વ ભાષાન્તર, પૃ. ૨૧૦

લેખક મહાશયે, સંપ્રતિ મહારાજનાં વ્રતોની વાત આઠમા ખડક લેખ ઉપરથી કેવી રીતે ઉપજાવી કાઢી છે તે પણ ખાસ વિચારણીય હોવાથી, એ સંબધમાં આપણે વિચાર કરીએ.

અશોકના આઠમા ખડકલેખમાં નીચે પ્રમાણે પાઠ છેઃ—

**दसवसाभिसितो संतो अयाय संबोधिं**

—अशोकके धर्मलेख, पृ. १९१

ઉપર્યુક્ત reading ગિરનારવાલા લેખનું છે. લેખકે એને બદલે **संबोधिमयाय** એવું ખોટું reading આપ્યું છે. **निकमिठा**

**संबोधि** અને **निखमि संबोधी** એ અનુક્રમે કાલસી અને ધૌલીના લેખોના ' રીડીંગો ' છે. શાહબાજગઢી અને માનશેરાના લેખોના અનુક્રમે **निक्रमी सबोधि** અને **निक्रमि संबोधि** એ ' રીડીંગો ' થાય છે ( **अशोकके धर्मलेख, पृ. १९१–९२** ).

**अयाय, निकमिठा,** વિગેરે શબ્દોનો અર્થ ' નીકળ્યા ' એમ થાય છે એટલે એ સર્વ શબ્દો પર્યાયવાચક છે· ( **अशोक की धर्मलिपियाँ, पृ. ८३** )

પૂર્વકાલીન રાજાઓ વિહાર-યાત્રા ( મૃગયા આદિ નિમિત્તે પર્યટન ) કરતા હતા. અશોકે રાજ્યાભિષેક પછી ૧૦ મું વર્ષ વીત્યા બાદ, વિહાર-યાત્રાને બદલે ધર્મયાત્રા શરૂ કરી હતી એમ આઠમા ખડક લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે.* ધર્મ-યાત્રા એટલે એનું કોઈ સ્થાન અવશ્ય હોવું જોઈએ. લેખક મહાશયે ધર્મયાત્રાને બદલે, સમ્યક્ત્વ ( સમકિત ) ઘુસાડી દીધું છે. વળી ' અષ્ટાંગ-યોગ ધર્મ ' એવો બીજો અર્થ લઈને, સંપ્રતિ મહારાજાને ઉદ્દેશીને ઘટાવવા માટે, સંપ્રતિ મહા-રાજાએ આઠ વ્રતો ગ્રહણ કર્યાં હતાં એમ કહ્યું છે. આ કેટલું બધું અસંગત કહેવાય ? સમકિતની કાંઇ યાત્રા હોઇ શકે ?

સંબોધિ એટલે મહાબોધિ. ×મહાબોધિ એટલે મહાબોધિ વૃક્ષ ( ગયા )

---

* देवताओं का प्रिय प्रियदर्शी राजा.... संबोधि ( बोधिवृक्ष ) को गया । तबसे धर्म–यात्रा चली ।

—भारतीय इतिहास की रूपरेखा, जिल्द २, पृ. ७७६.

× Jataka, IV, P. 236.

એટલે તે સ્થળ જ્યાં મહાત્મા બુદ્ધને સર્વોચ્ચ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આથી **अयाय संबोधिं** એટલે 'મહાબોધિ( ગયા )ની યાત્રાએ નીકળ્યા' એ જ અર્થ થઈ શકે છે. આ સંબંધમાં વિશેષ જાણવા ઇચ્છનારે ભાંડારકરકૃત અશોક (બીજી આવૃત્તિ)નું પૃ. ૩૨૧ ( ટીપ્પણ સાથે ) જોઈ લેવું.

લેખકે '**संबोधि**' નો અર્થ સમકિતની પ્રાપ્તિ એવો કર્યો છે તે યુક્ત નથી. '**संबोधि**' નો અર્થ સમ્યક્ત્વરૂપ રત્નો એમ માની લઈએ તો પણ, એ રત્નો બૌદ્ધોમાં નથી એમ નથી. સુદેવ, સુગુરૂ અને સુધર્મરૂપ ત્રિરત્નો જૈનધર્મમાં છે તેમ બુદ્ધ ( સુદેવ ), ધર્મ અને સંઘરૂપ ત્રિરત્નો બૌદ્ધોમાં પણ છે.* બૌદ્ધો ત્રિરત્નોને 'ત્રિશરણો' પણ કહે છે. આથી 'સંબોધિ' એ જૈનોનો જ સામાન્ય ઉપયોગનો શબ્દ છે એવું લેખકનું કથન કેમ માની શકાય ? આ કારણે બોધિ-વૃક્ષની નીચે ( જે સ્થળે બુદ્ધને સર્વોત્કૃષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી, તે સ્થળે ) અશોક મહારાજા ગયા હતા એમ માનવું એ અસંગત હોવાનું લેખકનું મંતવ્ય વાસ્તવિક નથી.

અશોક મહારાજાના શિલાલેખ ઉપરથી, સંપ્રતિ મહારાજાનાં વ્રતો વિગેરેની હકીકત, લેખક મહાશયે કેવી આબાદ રીતે ઉપજાવી કાઢી છે, તે આ સર્વ ઉપરથી, વાચકોને યથાયોગ્ય-પણે સમજી શકાશે.

---

*बुद्ध, धर्म और संघ। — **फाहियान** ( हिन्दी ), पृ. ११३.

આ સર્વ દેશોના વતનીઓ ત્રણ રત્નો ( રત્નત્રય )નું બહુમાન કરતા હતા. —ઇત્સીંગ યાત્રા, પૃ. ૧૦

## બુહલરના મતનો ખોટો અર્થ

લેખકે ત્રીજા ખડકલેખમાં, બતાવવામાં આવેલા પાંચ આશ્રવો સંબંધી, ' બુહલર સાહેબે આ પાંચને આશ્રવને બદલે જૈનનાં પાંચ અણુવ્રત હોવા વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે ' એમ કહ્યું છે.

આમાં આશ્રવોના સંબંધમાં બુહલર સાહેબના મત સંબંધી લેખકે ખોટો અર્થ જ કર્યો છે. વળી તેમણે એ ખોટા અર્થના જાણે કે સમર્થનરૂપે, જૈનોનાં પાંચ અણુવ્રતો એક ટીપ્પણમાં ગણાવ્યાં છે. લેખકની આ રીતિ કેવી કહેવાય ?

બુહલર સાહેબે આશ્રવો ( પાપો ) અને અણુવ્રતો એ બન્ને એક હોવાનું કદાપિ માન્યું જ નથી. આથી તેમણે आसिनव ( પાપ ) સંબંધી, અશોકનાં સિદ્ધાન્ત વિષે એમ જ કહ્યું છે કેઃ—

......comes closer to that of the Jaina *anhaya*, which includes injury to living beings, lying, stealing, unchastity and attachment to worldly possessions.

—Epigraphica Indica, Vol. II, P. 250.

( જૈનોનો ' અણ્હય ' જેમાં જીવન્ત પ્રાણીઓને ઇજા ( હિંસા ), અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય અને સાંસારિક વસ્તુઓનો મોહ ( પરિગ્રહ ) એટલાનો સમાવેશ થાય છે તેને વિશેષ નિકટનો ( મળતો ) છે. )

બુહલર સાહેબે આપેલ અભિપ્રાયમાં અણુવ્રતોનો નિર્દેશ જ નથી. બુહલર સાહેબ આશ્રવો અને અણુવ્રતો એક જ માને છે એમ દાક્તર સાહેબ બતાવી શકશે ખરા? 'અણ્હય' સંબંધી બુહલર સાહેબનો અભિપ્રાય નિમ્ન પ્રમાણ ઉપર રચાયલો છેઃ—

**पचविहो पण्णत्तो जिणेहिं इह अण्हओ अणादीओ।**
**हिंसामोसमदत्तं अब्बंभपरिग्गहं चेव ॥ २ ॥**

—प्रश्नव्याकरण ( अभयदेववृत्तियुक्तम् ), पत्र ४.

અણ્હય, આશ્રવ કે પાપ અને અણુવ્રતોમાં કંઇપણ સામ્ય નથી એ ઉપર્યુક્ત બે પ્રમાણોથી વાચકો સમજી શકશે. અણુવ્રતો અને આશ્રવોમાં કદાપિ સામ્ય હોય ખરૂં?

## स्वामिता—એક બનાવટી જ શબ્દ

લેખકે પ્રો. પીટસનનો હવાલો આપીને, ગિરનારના ત્રીજા લેખમાં '**स्वामिता**' શબ્દ હોવાનું કહ્યું છે. પ્રો. પીટર્સન '**स्वामिता**' નો અર્થ 'સ્વજ્ઞાતિજનનું રક્ષણ કરવું' એવો કરે છે એમ પણ તેઓ કહે છે.

ઉપર્યુક્ત ત્રીજા લેખમાં વસ્તુતઃ '**स्वामिता**' એવો કોઇ શબ્દ જ નથી. લેખનાં બે પ્રમાણભૂત 'રીડીંગો' આ સંબંધમાં નિર્ણય કરવા માટે, ઉપયુક્ત થઇ પડે છે. 'એ રીડીંગો' નીચે પ્રમાણે છેઃ—

**मातरि च पितरि च सुस्रूसा मितासंस्तुतजातीनं**

——अशोकके धर्मलेख, पृ. १२४–२५.

मातरि च पितरि च सुस्रूसा मितासंस्तुतञातीनं

—अशोक की धर्मलिपियां, पृ. १९.

'માતાપિતાની શુશ્રૂષા, મિત્રો, પારચિત જનો અને જ્ઞાતિજનોને દાન' એવો આ 'રીડીંગ' નો સ્પષ્ટ અર્થ છે.

લેખકે, '**स्वामिता**' શબ્દ કેવી રીતે ગ્રહણ કર્યો એ આથી ખાસ વિચારણીય થઇ પડે છે. પ્રો. પીટર્સને પોતાનાં ખોટાં રીડીંગનો સંસ્કૃત અનુવાદ **स्वामिता** કર્યો છે. લેખકે, એ રીડીંગને બદલે, અથવા તેના સંસ્કૃત અનુવાદને 'રીડીંગ' તરીકે ગ્રહણ કરેલ છે. લેખ સંબંધી પ્રો. પીટર્સનનાં નીચે આપેલાં રીડીંગ તેમજ તેના અનુવાદ ઉપરથી, વાચકોને આ બાબત સ્પષ્ટ રીતે સમજી શકાશે:—

मातरि पितरि च सुस्ति सामिता संस्तुव ञातिनं

—A Collection of Prakrit and Sanskrit Inscriptions, P. 2.

मातरि च पितरि च स्वस्ति स्वामिता संस्तुतज्ञातीनां

Ibid, P. 7

પીટર્સન સાહેબે **सुस्रूसा** કે **सुस्रूसा** ને બદલે '**सुस्ति**' એ શબ્દ ગ્રહણ કર્યાથી, તેમણે '**सामिता**' એ ખોટો શબ્દ ગ્રહણ કર્યો છે. આ સંબંધમાં, આપણે કેટલાંક વધુ દૃષ્ટાન્તો લઇએ.

અશોકના ચોથા, અગીયારમા અને તેરમા લેખોમાં

**मातरि पितरि सुस्रुसा, मातापितिषु पुषुषा, मतपितुषु सुश्रुष** આદિ પાઠો છે. ( જુઓ **अशोक के धर्मलेख, पृ. १३७, २२३, २४४**). ત્રીજા, નવમા, અગીયારમા અને તેરમા લેખોમાં, અનુક્રમે **मितामंस्तुत, मितमंथुतेना, मितपंथुतना, मितसंस्तुत** એ આદિ પાઠો છે.*

**सुस्रमा** નો **सा** અને **मितासंस्तुत** નો **मिता** લઇને **सामिता** થાય. આ પ્રમાણે, **सामिता** એવું ખોટું રીડીંગ પ્રો. પીટર્સને કર્યું છે.

લેખક મહાશયે, આ ખોટાં રીડીંગના સંસ્કૃત અનુવાદ ઉપર ખૂબ પિંજણ પણ કર્યું છે. આ તે કેવું કહેવાય ?

અશોકના શિલાલેખોમાં 'માતાપિતા' એ શબ્દો સાથે 'શુશ્રૂષા' શબ્દ અવશ્ય આવે છે એમ ઉપરના પાઠોથી સ્પષ્ટ જણાય છે. એકલો 'માતાપિતા' શબ્દ કયાંય વપરાયો નથી. લેખકે પ્રો. પીટર્સનનાં પુસ્તક ઉપરાંત, આ સંબંધમાં અન્ય પુસ્તકો વાંચ્યાં હોત તો, આવું ખોટું રીડીંગ ગ્રહણ કરવાનો ભાગ્યે જ સંભવ હતો. પૂર્વાપર સંબંધ જોયા વિના, વગર વિચાર્યે ખોટું રીડીંગ પકડી લેવું એ કંઇ સંશોધન કહેવાય ?

પીટર્સન સાહેબે **स्वामिता** નો અર્થ 'સ્વજ્ઞાતિજનનું રક્ષણ' કરેલ છે પણ તેમનો તે અર્થ યુક્ત નથી.

પીટર્સન સાહેબે પોતાનાં રીડીંગનો અર્થ નીચે પ્રમાણે કર્યો છેઃ—

---

* अशोकके धर्मलेख, पृ. १२९, पृ. २०४, २२३, २४४.

That it was pious to be obedient to father and mother, to protect the men of our own caste.

A Collection of Prakrit and Sanskrit Inscriptions, P. 11

( માતાપિતાને આજ્ઞાંકિત થવું અને સ્વજ્ઞાતિના મનુષ્યોની રક્ષા કરવી એ ભક્તિ છે. )

'સ્વામિતા' નો અર્થ લેખક કહે છે તેવો પીટર્સન સાહેબે કર્યો છે પણ તેમણે 'સ્વસ્તિ આદિ' શબ્દો તેમજ આખાંયે 'રીડીંગ' નો જે અર્થ ઘટાવ્યો છે તે અસંબદ્ધ અને વિચિત્ર છે તેનું શું ?

વળી 'સ્વામિતા' નો અર્થ 'સ્વજ્ઞાતિ જનનું રક્ષણ કરવું' એવો અત્રે નથી થતો તો, તેને અંગે 'સ્વામિવાત્સલ્યતા' એ શબ્દનો નિર્દેશ કેમ કરી શકાય ? અને શું 'સ્વામિવાત્સલ્ય' ( પોતાના જ્ઞાતિજનો કે ધર્મબન્ધુઓ પ્રત્યે વાત્સલ્ય ) એ શું માત્ર જૈનોનો જ ધર્મ છે ? બીજા ધર્મોમાં સ્વામિવાત્સલ્યને મહત્ત્વ નથી ?

મૂળ લેખો ન વાંચવા અને જે તે લેખનાં ખરાં રીડીંગો ન જાણવાને કારણે, લેખક મહાશયે એક ભળતા જ શબ્દનો ઉપયોગ કરી, તેનો ખોટો અર્થ પણ ઘટાવી, કેવાં વિચિત્ર અનુમાનો કર્યાં છે ?

## पाखंड

લેખકે ખડક લેખ નં. ૧૩ માંના **पाशंड (प्रषंड)** શબ્દને અંગે નીચે પ્રમાણે કહ્યું છે:-

" **पाखंड** ( ખ. લે. નં. ૧૩ ). પ્રો. એચ. એચ. વીલ્સન સાહેબ ભારપૂર્વક જાહેર કરે છે કે, આ શબ્દ બૌદ્ધધર્મનો હોઈ શકે નહીં. * "

લેખક મહાશયે ' પાખંડ ' ના સંબંધમાં આથી વિશેષ કંઈ પણ કહ્યું નથી. આમ છતાં, તેઓ ' પાખંડ ' શબ્દ જૈનોનો જ છે એમ મનાવવા માગે છે. તેમણે વીલ્સન સાહેબનો જે અભિપ્રાય આપ્યોછે તે આધુનિક દૃષ્ટિએ વિચાર કરતાં, અત્યંત પ્રાચીન ગણાય. વીલ્સન સાહેબ પછી, ઇતિહાસનાં ક્ષેત્રમાં અનેક મહત્ત્વની શોધો થઈ ગઈ છે.

' પાખંડ ' એ શબ્દ બૌદ્ધ ધર્મમાં પણ પ્રચલિત હતો. આ સંબંધમાં નિમ્ન પ્રમાણ મહત્ત્વનું છે.

**राजाने अभिषेकको प्राप्त हो, तीन वर्षही तक बाह्य–पाषण्ड (=दूसरे मत) को ग्रहण किया।** बुद्धचर्य्या, पृ. ५६९.

અશોકના સમયમાં ' પાખંડ ' નો અર્થ ' પંથ ' થતો હતો. આથી **पासंडेपु, पषंडेपु, पषडेपु** એ શબ્દો ' સર્વ પંથો કે ધર્મોમાં, ' ' સર્વ પંથો કે ધર્મો માટે ' એ અર્થમાં પાંચમા લેખમાં વપરાયેલ છે. ( જુઓ, अशोक की धर्मलिपियां, पृ. ४०)

' **पाशंड** ' શબ્દ સાતમા, બારમા અને તેરમા લેખોમાં પણ જુદી જુદી વિભક્તિઓમાં વપરાયો છે.

' પાખંડ, શબ્દનો અર્થ ઢોંગ, દેખાવ, પાખંડ એવો પાછળથી થયો છે. (अशोक की धर्मलिपियां, पृ. ९० )

* જ. રૉ. એ. સો. પુ. ૧૨, પૃ. ૨૩૬.

**अतप्रषंड** અને **परप्रषड** એ શબ્દો અનુક્રમે 'પોતાનો ધર્મ' અને 'બીજાનો ધર્મ' એ અર્થમાં બારમા લેખમાં વપરાયા છે.

આથી પાખંડ એ બૌદ્ધોનો શબ્દ નથી ( એ જૈન શબ્દ જ છે ) એમ કોણ કહી શકે ?

## वचगुति

ખડકલેખ નં. ૭ અને નં. ૧૨ માં '**वचगुति**' શબ્દ વપરાયેલ છે, એમ કહીને, એ શબ્દ જૈનધર્મનો જ શબ્દ છે એમ લેખકે જણાવ્યું છે.

ખડકલેખ નં. ૭ માં '**वचगुति**' એ શબ્દ વપરાયો જ નથી. એ શબ્દ ૧૨ મા લેખમાં જ વપરાયેલ છે. **वचगुति** ને મળતો બૌદ્ધ શબ્દ **वाङ्मौनेय** છે. આ સંબંધમાં, નિમ્ન પ્રમાણ જાણવાજોગ છે:—

**तीन मौनेय ( =मौन )—काय०, वाक्०, मन—मौनेय ।**

—**बुद्धचर्य्या**, पृ. ४९१.

'**मौनेये**' શબ્દ 'ગુપ્તિ' નો જ વાચક છે. આથી **तीन मौनेय** એટલે ત્રણ ગુપ્તિઓ એવો સ્પષ્ટ અર્થ થઇ શકે છે. બૌદ્ધો આ રીતે મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એમ ત્રણ ગુપ્તિઓ માને છે.

ભાબ્રુના લેખમાં, **मौनेयसूते** નામક એક બૌદ્ધ ગ્રન્થનો

(બૌદ્ધધર્મના અન્ય ગ્રન્થો સાથે) સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં મૌનેયો સંબંધી વિવેચન કરવામાં આવ્યું છે એ ખાસ જાણવા જેવું છે.

વચગુતિ (વચનગુપ્તિ) અને વાક્મૌનેય (વાઙ્મૌનેય) એ તદ્દન સમાનાર્થક શબ્દો છે. આથી 'વચગુતિ' એ જૈનોનો જ શબ્દ છે એમ કેમ કહી શકાય ?

## भदंत

ભાણુ લેખમાં વપરાયેલ '**भदंत**' શબ્દ જૈન શબ્દ જ છે એમ લેખક કહે છે એ ઠીક નથી.

'**भन्ते**' શબ્દ બૌદ્ધ શબ્દ પણ છે. આ સંબંધમાં નિમ્ન પ્રમાણો મહત્ત્વનાં થઈ પડે છે:—

'**क्यों भन्ते, हमारे आर्यपुत्र को कोई संकट तो नहीं होने वाला है?**' बुद्धचर्य्या, पृ. ४.

**भन्ते स्वामी या पूज्यके लिये कहा जाता था।**

बुद्धचर्य्या, पृ. ४ नोट.

'**भन्ते**' ની જગ્યાએ '**भदन्त**' શબ્દ પણ બૌદ્ધોમાં વારંવાર વપરાય છે. આ સંબંધમાં, નિમ્ન દૃષ્ટાન્ત પર્યાપ્ત થશે:-

'**भदन्त! पत्ते छोडकर फल की इच्छासे (इस समय) द्रुम अंगारवाले हो गये हैं।** बुद्धचर्य्या, पृ. ९९.

'**भदन्त**' શબ્દ એકલો જૈન શબ્દ નથી એ આથી

સિદ્ધ થાય છે. '**भदंत**' એ જૈન શબ્દ જ હોવાનું લેખકનું કથન કેવું વિચિત્ર છે એ આથી વાચકોને બરોબર સમજી શકાશે.

## थेरा

લેખકે **थेरा** શબ્દ જૈનોનો જ છે. એમ કહ્યું છે. '**थेरा**' ને બદલે, બૌદ્ધોમાં '**भिक्षुक**' શબ્દ વપરાય છે એમ પણ તેમણે કહ્યું છે. લેખકનાં આ બન્ને કથનો ઠીક નથી.

લેખકે વાપરેલો '**थेरा**' શબ્દ ભાષાન્તર-દોષ છે. **थेर** જોઇએ. ભાંડારકરકૃત 'Asoka' ની પહેલી આવૃત્તિનાં પૃ. ૯૮ ઉપર, 'ભિક્ષુક' શબ્દ સાધુ-સ્થવિર માટે વપરાયો છે એ ઉપરથી, બૌદ્ધોમાં સાધુ-સ્થવિરો માટે 'ભિક્ષુક' શબ્દ જ વપરાય છે એવી લેખકની માન્યતા અયુક્ત છે.

'**थेर**' શબ્દ સ્થવિરવાચક છે. **थेर** અને **स्थविर** એ બન્નેના સંબંધમાં નીચેના પ્રમાણો મહત્ત્વનાં છેઃ—

**संघके स्थविरों ( वृद्ध–भिक्षुओं ) का अनुगमन करनेवाला होनेसे, पहला समुदाय ( = निकाय ) आर्य स्थविर या स्थविर-वादके नामसे प्रसिद्ध हुआ ।** बुद्धचर्य्या–॥

थेरगाथा अट्ठकथा; **बुद्धचर्य्या**, मूल ग्रन्थोंकी सूची, पृ. ५८१.

According to C's rendering, *Bhadamta* is the designation of a lay brother.

Barhut Inscriptions ( By Barua and Sinha). P. 4.

( ભદંત એ ભિક્ષુકનું સંબોધન રૂપ છે એવો કનિંગહામનો ( Stupa of Barhut માં જણાવેલો ) મત છે ).

...*Bhadata, Bhadamta, or Bhayamta* is met with as the title or honorific designation of the Buddhist monks—*Bhiksus and Sthaviras.*

Ibid P. 4.

(....ભદત. ભદંત કે ભયંત એ શબ્દ બૌદ્ધ સાધુઓ અર્થાત્ ભિક્ષુઓ અને સ્થવિરોનાં એક માનવંત પદ ( ઇલ્કાબ ) તરીકે વપરાય છે ).

...The Saṃgha was split up into the two main divisions;

( 1 ) Theravada and ( 2 ) Mahasanghika...

Asoka ( By Dr D. R. Bhandarkar ),
2nd Edition, P. 97.

(....સંઘના થેરવાદ અને મહાસંઘિક એવા બે મુખ્ય વિભાગો પડી ગયા....)

'Cambridge History of India' ના પ્રથમ ભાગમાં, થેર–ગાથા અને થેરી–ગાથાનો ઉલ્લેખ થયો છે ( જુઓ પૃ. ૧૮૧, ૧૮૬, ૧૮૯. ૧૯૭, ૨૦૧, ૨૦૨, ૨૦૯, ૨૧૪, ૨૧૫ અને ૨૧૮ ). Psalms of The Brethren નામે સ્થવિરોને ઉપદેશપૂર્ણ એક મહત્ત્વના ગ્રન્થમાં, સ્થવિરોના ધર્મ સંબંધી સુંદર પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

'બુદ્ધચર્ય્યા' પૃ. ૫૭૬ અને પૃ. ૫૭૭માં, મધ્યાંતિક

આદિ અનેક સ્થવિરોને જૂદા જૂદા દેશોમાં ધર્મપ્રચાર માટે મોકલ્યાનો ઉલ્લેખ છે. આ રીતે 'સ્થવિર' એ શબ્દ બૌદ્ધોમાં વારંવાર વપરાય છે એમ આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે.

થેર એ એકલા જૈનોનો જ પારિભાષિક શબ્દ નથી તે આ ઉપરથી, વાચકોને સ્પષ્ટપણે સમજી શકાશે.

## धर्ममंगलं

લેખકે 'धर्ममंगल' શબ્દ જૈનોનો છે એમ વિશેષે કરીને માન્યું છે. આ સંબંધમાં, તેમણે એ શબ્દ જૈનોમાં સ્તુતિ, પદ, સૂત્ર આદિને અંતે તેમજ શુભ શુકનરૂપે વપરાતો હોવાનું જણાવ્યું છે. તેમણે धर्ममंगलं ની વ્યાખ્યા નીચે પ્રમાણે કરી છેઃ—

मंगलं + धर्म ઉપસર્ગ=धर्ममंगलं ( ખ. લે. નં ૯ ).

ધર્મમંગલના સંબંધમાં લેખકની માન્યતા ઠીક નથી. તેમણે તેની આપેલી વ્યુત્પત્તિ પણ યથાર્થ નથી.

'ધર્મમંગલ' શબ્દ નવમા લેખમાં, धंममगले, धंममंगलं, धंममंगले, ध्रममगलं, ध्रममगले, ध्रममंगलं, ध्रममंगले, धंम-मंगलेना, ध्रममंगलेन અને ध्रमगलेन એમ જૂદાં જૂદાં રૂપે વપરાયેલ છે.

આમ 'धर्ममंगल' એ બૌદ્ધ શબ્દ પણ છે. ડૉ. દેવદત્ત ભાંડારકરે આ સંબંધી પોતાના ગ્રંથમાં સુંદર પ્રકાશ પાડયો છે. તેમણે કહ્યું છે કેઃ—

...he speaks of Dhamma, or Dhamma-mamgala, as he calls it in contradiction with the mamgalas or rites for inducing luck and averting calamities, which, in Asoka's time as now, obtained in legion in Hindu Society.

**Asoka**, 2nd Edition, P. 105.

(....સદ્ભાગ્યની પ્રાપ્તિ અને દુઃખનાં નિવારણ નિમિત્તે થતાં મંગલ કે ક્રિયાઓથી ધર્મમંગલ એ જુદું છે એમ ધમ્મ કે ધમ્મમંગલના સંબંધમાં, તે (અશોક) કહે છે. અશોકના સમયમાં, હાલની માફક, હિન્દુ સમાજમાં મંગલો કે ધાર્મિક ક્રિયાકાંડો હજારોની સંખ્યામાં થતાં હતાં).

"Every worldly rite," he remarks, "is of a dubious nature. It may or may not accomplish its object. Dhammamangala, however is not conditioned by time, and even though it may not acheive any object here, it begets endless merit in the next world."

Ibid, P. 119

(પ્રત્યેક સાંસારિક ક્રિયાનું સ્વરૂપ શંકાયુક્ત છે એમ તે ટીકારૂપે કહે છે. સાંસારિક ક્રિયાનો ઉદ્દેશ પાર પડે કે ન પણ પડે. 'ધમ્મમંગલ' કાળથી અબાધિત છે. તેનો ઉદ્દેશ આ લોકમાં પાર ન પણ પડે; પણ પરલોકમાં તેનું અનંત ફળ મળે જ છે.)

'મંગલ, એ સાંસારિક ક્રિયા છે. આ સંબંધમાં, નિમ્ન પ્રમાણ પણ મહત્ત્વનું છે:—

तीसरे दिन ( भगवान्‌ने ) नन्द ( राजकुमार ) के अभि-
षेक, गृहप्रवेश, और विवाह—इन तीन मंगलकर्म होनेके दिन,
भिक्षाके लिये प्रवेशकर नन्द कुमार के हाथमें पात्र दे...

बुद्धचर्य्या, पृ. ९७.

મંગલ ( સાંસારિક મંગલ કે મંગલ ક્રિયા) અને ધર્મ-
મંગલ ( ધર્મ કે ધર્મરૂપ મંગલ ) એ બન્ને બૌદ્ધ દૃષ્ટિએ
ભિન્ન જ મનાતાં હતાં એમ આથી સિદ્ધ થાય છે.

'ધર્મમંગલ' ના સંબંધમાં, લેખકની માન્યતા કેવી
ભૂલભરી છે એ ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે.

## जीव, भूत आदि

લેખક મહાશયે **जीव, भूत, प्राण** અને **सत्त** એ ચારે શબ્દો
જૈન શબ્દો છે એમ કહ્યું છે. આ સંબંધમાં તેમણે વિશેષ એમ
કહ્યું છે કેઃ—

" આ બધા સમાનાર્થી શબ્દના જોડકાં વિષે, ડૉ. રા.
ભાંડારકર સાહેબ કહે છે કે....બૌદ્ધ દર્શનશાસ્ત્રમાં....**प्राण અને
भूत** વચ્ચેનો તફાવત પણ કયાંય વર્ણવાયો નથી જ્યારે જૈન
દર્શનમાં.... જે ફેર છે તે પણ સમજાવાયો છે અને ઉપરાંત
**जीव** અને **सत्त** વિષેનો ભેદ પણ સમજાવ્યો છે ( અશોક, પૃ.
૧૨૭, ૧૨૮, ૧૩૦ ). "

આમાં લેખકે **भूत** અને **प्राण** સંબંધી, ડૉ. ભાંડારકરના
મતનો ઉલટો અર્થ કર્યો છે.

અશોકે, **भूत** અને **प्राण** એ શબ્દો જૂદા અર્થમાં વાપર્યા છે એવો ડૉ. ભાંડારકરનો સ્પષ્ટ મત છે. આથી તેમણે તો કહ્યું છે કે:—

But it can not be denied that, at least *bhuta* Asoka does contrast from *Prana,* when he enumerates his ethical practices, as in *anarambo Prananam avihisa bhutanam.*

Asoka, 2nd Edition, P. 136.

( પણ નૈતિક કાર્યો ગણાવતાં, અશોકે **अनारंभो प्राणानां अविहिंसा भूतानां** એ ( પાઠ ) માં ભૂતની પ્રાણથી ભિન્નતા જ દર્શાવી છે એની ના પાડી શકાય તેમ નથી. )

અશોકે ચારે શબ્દો સમાન અર્થમાં નથી વાપર્યા એ આ ઉપરથી, જોઇ શકાશે. હવે આપણે જીવ, ભૂત, પ્રાણ આદિ સંબંધી ખાસ વિચાર કરીએ.

“ જૈન સાહિત્ય સંશોધક”માં ( ખંડ ૧, અંક ૪, પૃ. ૧૭૫–૭૬ અને પૃ. ૧૭૫–૭૬ નાં ટીપ્પણમાં ) સત્ત્વ આદિ વિષે નીચે પ્રમાણે કહ્યું છે:—

“ સર્વે સત્ત્વ, સર્વે પ્રાણીઓ, સર્વે ભૂતો અને સર્વે જીવો, પછી તે પશુ, અગર વનસ્પતિ ગમે તે હો, પણ તેમનામાં કોઇમાં આંતરબલ, શકિત તથા સામર્થ્ય નથી; પરંતુ આ દરેક જીવ પોતાની સ્વભાવ–નિયતિને વશ થઇ, છ પ્રકારની કોઇપણ જાતિમાં રહી સુખદુઃખ ભોગવે છે. ” પૃ. ૧૭૫–૭૬.

" મૂળમાં ' सव्वे सत्ता, सव्वे पाणा, सव्वे भूता, सव्वे जीवा ' એવો પાઠ છે. જૈન સૂત્રોમાં પણ આજ ક્રમથી અનેક ઠેકાણે એ પાઠ આવે છે; અને એ પાઠનું સંક્ષેપમાં all classes of living beings ( સચેતન પ્રાણીઓના બધા વર્ગો ) એવું ભાષાન્તર કરેલું છે. બુદ્ધઘોષની ટીકાનું ભાષાન્તર, હૉર્નલે ' ઉવાસગદસાઓ ' નાં પરિશિષ્ટ નં. ૨ જાના પાન ૧૬ ઉપર નીચે પ્રમાણે આપ્યું છે:—

" सव्वे सत्ता એટલે ઉંટ, બળદ, ગધેડા અને તેવા બીજા બધા પશુઓ, सव्वे पाणा એટલે એકેન્દ્રિય, દ્વિન્દ્રિય આદિ ચેતનાવાળા પ્રાણીઓ, सव्वे भूता એટલે અંડજ અને ગર્ભજ જીવો અને सव्वे जीवा એટલે ડાંગર, જવ, ઘઉં ઇત્યાદિ ( વનસ્પતિક ) જીવો.* " પૃ. ૧૭૫-૭૬-ટી૦

---

In the term, *all beings* ( *sabbe satta* ), he comprises camels, oxen, asses and other ( animals ) without exception. The term *all sensible beings* ( *sabbe pana* ), he uses to denote those with one sense, those with two senses and so forth. The term *all generated beings* ( *sabbe bhuta* ), he uses with reference to those that are generated or produced from an egg or from the womb. The term *all living beings* ( *sabbe Jiva* ), he uses with reference to rice barley, wheat and so forth.

—Uwasagadasao ( Edited by Dr. Hoernle ), Appandix II. p. 16.

Uvasagadasao* માં दीघनिकायના આપેલા નીચેના પાઠથી પણ જીવ, ભૂત આદિની ભિન્નતા બરાબર સમજી શકાય છે:—

सव्वे सत्ता ति ओट्टगोणगद्रभादयो अनवसेसे परिगण्हाति । सव्वे पाणा ति एकेन्द्रियो पाणो द्विइन्द्रियो पाणो तिआदिवसेन वदति । सव्वे भूता ति अण्डकोसवत्थिकोसेसु भूतसंभूत संधाय वदति । सव्वे जीवा ति सालिय व गोधूमादयो संधाय वदति ।

P. 197

જૈનો પણ જીવ, ભૂત, પ્રાણ અને સત્ત્વ એ ચારને ભિન્ન-ભિન્ન માને છે.

જીવ, ભૂત આદિ વિષે લેખકનું મંતવ્ય કેટલું બધું દોષપૂર્ણ છે એ આથી સુજ્ઞ વાચકો સમજી શકશે.

## સેંડ્રેકોટસ

લેખકે સેંડ્રેકોટસ તે અશોક છે ( ચંદ્રગુપ્ત નહીં ) એમ કહ્યું છે. સેંડ્રેકોટસનું લગ્ન સેલ્યુકસની પુત્રી સાથે થયું હતું એમ પણ તેમણે કહ્યું છે.

લેખકનાં આ કથનો ઉપરથી, ૨-૩ મુદ્દાઓ ઉપસ્થિત થાય છે. આમાંનો એક મુદ્દો સેંડ્રેકોટસ તે અશોક હતો કે નહીં ? તે છે. સેંડ્રેકોટસ એ અશોક નહતો. આ સંબંધમાં, નિમ્ન પ્રમાણ વિચારણીય છે:–

* Edited by P. L. Vaidya.

Sandrakottos is identical with Candragupta and not with Asoka, as the literary analogy (Sandrakottos / Candragupta), shows evidently. The form sandracottos goes back to a prâkrit form चन्द्रगुत्त, the more as there exists also a Greek form Sandrakyptos, but the reading is not warranted by Manuscripts, as it seems, in Athenaios I. 18. Alexander and Candragupta are believed contemporaries as far as according to Plutarch, Candragupta is said to have seen, when he was a boy, the great king Alexander. But also that is not historically proved. Sandrakottos has no meaning at all in Greek, as it represents only Indian word Candragupta, which means "protected by the moon." On Nandrum in Justin, there is little doubt, rather none, that it means Nanda, the king and his dynasty, which was over-whelmed and deposed by Candragupta, with the help of a Brahman, called Vishnugupta or Canakya or Kautilya. That is not proved Nandrum is the correct reading; Alexandram a misreading, as it is out of place in that passage of Instin *

Dr. Otto Stein.

---

* From a letter dated 11th February 1936 to the [illegible].

(સેંડ્રેકોટસ અને ચંદ્રગુપ્ત Sandrakottos Candragupta એ શબ્દો વચ્ચે) સાહિત્યની દૃષ્ટિએ જે સામ્ય છે તે સેંડ્રેકોટસ અને ચંદ્રગુપ્ત એ બન્ને એક છે, સેંડ્રેકોટસ અને અશોક એ બન્ને એક નથી, એમ બતાવી આપે છે. 'સેંડ્રેકોટસ' * એ ચંદ્રગુત્તનો પ્રાકૃત જેવો શબ્દ છે. ગ્રીક ભાષામાં 'સેંડ્રેકીપ્ટસ' એવું રૂપ હોવાથી, 'સેંડ્રેકોટસ' એ અધિકપણે ચંદ્રગુપ્તનું પ્રાકૃત રૂપ છે. 'સેંડ્રેકીપ્ટસ' એરૂપ હસ્તલિખિત ગ્રંથો ઉપરથી, સાબિત થતું નથી એમ જણાય છે. ચંદ્રગુપ્ત જ્યારે છોકરો હતો ત્યારે, તેણે મહાન્ નરપતિ અલેકઝાન્ડરને જોયો હતો એમ પ્લુટાર્કના અભિપ્રાય ઉપરથી કહેવાય છે અને એ અનુસાર, અલેકઝાન્ડર અને ચંદ્રગુપ્ત એ બન્ને સમકાલીન મનાય છે; પણ આ હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ થઈ નથી. 'સેંડ્રેકોટસ' એ શબ્દ ભારતીય શબ્દ 'ચંદ્રગુપ્ત' નો જ નિદર્શક હોવાથી, તેનો ગ્રીક ભાષામાં કંઇ અર્થ જ નથી ચંદ્રગુપ્ત એટલે "ચંદ્રથી રક્ષિત." 'નંદ્રમ' એટલે 'નંદ' એવા જસ્ટીનના અભિપ્રાય સંબંધી, થોડીજ શંકા રાખવા જેવું છે; કદાચ કંઇ પણ શંકા રાખવા જેવુ નથી. નંદ રાજા અને તેના વંશજોને, વિષ્ણુગુપ્ત, ચાણાકય કે કૌટિલ્ય નામના બ્રાહ્મણની મદદથી, ચંદ્રગુપ્તે પરાસ્ત કરીને, પદભ્રષ્ટ કર્યા હતા એ હકીકત પણ સિદ્ધ થઈ નથી. 'નંદ્રમ' એ ખરૂં રીડીંગ છે, 'અલેકઝાન્ડરમ' એ ખોટું રીડીંગ છે. જસ્ટીનવાળા ફકરામાં, એ રીડીંગ અસ્થાને છે.*

— ડા. ઑટો સ્ટેઇન

---

* કર્ત્તાને તા. ૧૧-૨-૩૬ ને દિને લખેલા એક પત્રનું ભાષાન્તર.

સેંડ્રેકોટસ અને અશોક એ બન્ને ભિન્ન છે અને સેંડ્રેકોટસ તથા ચંદ્રગુપ્ત એ બન્ને એક છે એમ ડા. ઓટોસ્ટેઇનનાં ઉપર્યુક્ત વિધાનોથી સ્પષ્ટ થાય છે.

સેંડ્રેકોટસ એટલે અશોક એમ માનીએ તો, અશોકને લેખક મહાશય સંપ્રતિ માને છે એટલે, સંપ્રતિ રાજાએ સેલ્યુકસની પુત્રી સાથે લગ્ન કર્યું હતું એમ માનવું પડે. સંપ્રતિ મહારાજાએ સેલ્યુકસની પુત્રી સાથે લગ્ન કર્યું હતું એમ માનવું એ કેટલું બધું અનુચિત કહેવાય ?

લેખક મહાશયે સેલ્યુકસની પુત્રીનું લગ્ન સેંડ્રેકોટસ સાથે થયું હતું અને ચંદ્રગુપ્ત તે સેંડ્રેકોટસ નહીં એમ સિદ્ધ કરવા નિમિત્તે, ચંદ્રગુપ્તનાં રાજ્યનાં અમુક વર્ષો પણ ઉડાડી મૂક્યાં છે એ ખાસ જાણવા જેવું છે.

સેલ્યુકસની પુત્રીનું લગ્ન ચંદ્રગુપ્ત સાથે ઇસ્વી સન પૂર્વે ૩૦૪ માં થયું હતું ચંદ્રગુપ્તનું રાજ્ય ઇ. સ. પૂ. ૩૨૧ થી ઇ. સ. પૂ. ૨૯૭ સુધી કે ઇ. સ. પૂ. ૩૨૫ થી ઇ. સ. પૂ. ૩૦૨ સુધી ચાલ્યું હતું એવો અનુક્રમે Cambridge Histroy of India ( Vol. 1. P. 698 ) અને **भारतीय इतिहास की रूपरेखा भाग १ ( पृ. ६१७ )** નો મત છે. આ બન્ને મતો પ્રમાણભૂત ગણાય છે એ જોતાં, ચંદ્રગુપ્તનું લગ્ન સેલ્યુકસની પુત્રી સાથે થયાનું સંભવિત છે આથી રાજ્યકાળની દૃષ્ટિએ વિચાર કરીને, લેખક મહાશય ચંદ્રગુપ્તનું લગ્ન સેલ્યુકસની પુત્રી સાથે નથી થયું એમ સિદ્ધ કરવા માટે, પ્રયત્ન

કરે અને એમ કરતાં ચંદ્રગુપ્તના રાજ્યકાળનાં અમુક વર્ષો જ ઉડાડી મૂકે એ કેવું કહેવાય ?

ચંદ્રગુપ્તનું લગ્ન સેલ્યુકસની પુત્રી સાથે થયું હતું એ નિર્વિવાદ છે. આ સંબંધમાં. નિમ્ન પ્રમાણ જ પર્યાપ્ત છેઃ—

**चंद्रगुप्तस्तस्य सुतः पौरसाधिपतेः सुताम् ।**
**सुलूवस्य तथोद्वाह्य यावनीबौद्धतत्परः ॥**

—भविष्यपुराण, ३, १, ६. ४३.

સેંડ્રેકોટસને ચંદ્રગુપ્તને બદલે, અશોક એટલે લેખકના માનેલા સંપ્રતિ મહારાજા માની લઈએ તો, ઇતિહાસનાં ક્ષેત્રમાં, સ્વપ્ને પણ ન કલ્પી શકાય એવી અસંગતતાઓ ઉપસ્થિત થાય એનો લેખક મહાશયને કંઈ ખ્યાલ હશે ખરો ?

સેંડ્રેકોટસને ચંદ્રગુપ્તને બદલે તેના પ્રપૌત્ર સંપ્રતિ માનનાર લેખક મહાશય સેલ્યુકસ હિન્દમાં ક્યારે આવ્યો વિગેરે હકીકતોનો વિચાર જ કર્યો હશે કે કેમ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પણ સેંડ્રેકોટસને ચંદ્રગુપ્ત ન મનાવવા માટે, જે લેખક મહાશય એના રાજ્ય કાળના જ અમુક વર્ષો પણ ઉડાવી દે, તેઓ સેંડ્રેકોટસને અશોક (સંપ્રતિ) મનાવવા સેલ્યુકસ હિન્દમાં ક્યારે આવ્યો એ વિગેરે પ્રશ્નોનો વિચાર જ શા માટે કરે ? આથી વિશેષ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

## રૂદ્રદામનના શિલાલેખ પરત્વે કલ્પનાઓ

લેખક મહાશયે, અશોકવાળા શિલાલેખોનું નિર્માણ સંપ્રતિને ઉદ્દેશીને ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે એટલું જ નથી.

તેમણે રૂદ્રદામનના શિલાલેખ પરત્વે પણ એવી જ કલ્પનાઓ કરી છે.

લેખકે ગિરનારની તળેટીમાં સુદર્શન તળાવ બાંધનાર ચંદ્રગુપ્ત (જેના સૂબાની દેખરેખ નીચે એ તળાવ બંધાયું હતું તેના) સંબંધમાં, પીટર્સન સાહેબનાં ભાષાન્તરનો હવાલો ખોટો આપ્યો છે. પીટર્સન સાહેબે કરેલું ભાષાન્તર, લેખકે જણાવ્યું છે તે કરતાં જુદું જ છે. એ ભાષાન્તર નીચે પ્રમાણે છેઃ—

(वै)श्येन पुष्पगुप्तेन P. 18.

(Vai) sya Pushyagupta. P. 20.

—A Collection of Prakrit and Sanskrit Inscriptions.

પીટર્સન સાહેબ જેમને પુષ્પગુપ્ત કે પુષ્યગુપ્ત કહે છે તેમને લેખક મહાશય વૈશ્યગુપ્ત કહે છે. તેઓ એટલેથી જ અટકયા નથી. વૈશ્યગુપ્ત તે વિષ્ણુગુપ્ત (ચાણુકય) હોય એમ પણ તેઓ માને છે. લેખકની કલ્પનાઓ કેવી છે તેનું પણ આ એક સુંદર ઉદાહરણ છે.

વળી લેખકે મૂળ લિપિ (લેખ) તપાસી હોવાનું કહીને, તેમાં વૈશ્યગુપ્ત નામ હોવાનું તેમણે જણાવ્યું છે. પણ તેમણે ખરી રીતે મૂળ લિપિ વાંચી હોય એમ જણાતું જ નથી. મૂળમાં તો પુષ્યગુપ્ત નામ છે લેખક મહાશયે પ્રમાણભૂત નવાં સાધનો તપાસ્યાં હોત તો, આવી રીતે ખોટું નામ ગ્રહણ કરવાનો સંભવ જ ન હતો. આમ છતાં, તેમણે research (અન્વેષણ) કરેલ હોવાનું કહ્યું છે એ કેવું કહેવાય ?

સંભવિત છે કે, લેખક મહાશયે ‘ વૈશ્ય પુષ્પગુપ્ત ’ એ નામમાંથી ‘ પુષ્પ ’ શબ્દ કાઢી નાખીને, “ વૈશ્યગુપ્ત ” નામ બનાવી દીધું છે.

ગિરનારની તળેટીમાં સુદર્શન તળાવનું નિર્માણ, ચંદ્રગુપ્તના સમયમાં, તેના સૂબા પુષ્યગુપ્તે કર્યું હતું. અશોકના સમયમાં, તુષાસ્ફ નામના તેમના એક અધિકારીએ તે સમરાવીને પૂરૂં કર્યું હતું. રૂદ્રદામને તે ફરીથી સમરાવ્યું (બંધાવ્યું) હતું. સંપ્રતિ મહારાજાએ તળાવ સમરાવ્યું કે બંધાવ્યું જ નહતું. આથી એનું સમારકામ સંપ્રતિ મહારાજાએ કરાવ્યું હોય તો, તેમાં આશ્ચર્ય જેવું કશુંયે નથી એવું લેખકનું કથન વાસ્તવિક નથી. બીજી વખતનું સમારકામ પ્રિયદર્શીના સમયમાં કરવામાં આવ્યું હતું એ વાત જ ખોટી છે. લેખમાં પ્રિયદર્શીનું તો નામ જ નથી.

લેખકે અશોકના અમલદારનું નામ તુષાસ્ફને બદલે તુપસ આપ્યું છે, તુષાસ્ફ એ એક યવન સરદાર ( રાજા ) હતો.

મહાક્ષત્રપ રૂદ્રદામાએ ફરીથી તળાવ સમરાવ્યું (બંધાવ્યું) તેની યાદમાં, તેમણે એ જ તળાવના કિનારા ઉપર આવેલ જે ખડક ઉપર અશોકના ૧૪ લેખો તેમજ ગુપ્તવંશી રાજા સ્કંદગુપ્તનો શિલાલેખ છે તે ખડકની પશ્ચિમ બાજુએ ઉપરના ભાગમાં, પોતાનો લેખ ખોદાવ્યો હતો ( भारतीय इतिहास की रूपरेखा, भाग २, पृ. ८९४ ). એ લેખ તેમણે ઈ. સ. ૧૫૦ માં કોતરાવ્યો હતો એમ ‘ **बौद्धकालीन भारत** ’ માં કહ્યું છે. ( જૂઓ પૃ. ૨૮૭ ).

લેખકે શિલાલેખને, અશોક અને પ્રિયદર્શિન્ એ બન્નેને ભિન્ન ગણવામાં સમર્થન રૂપ પૂરાવો ગણી લીધો છે લેખમાં પ્રિયદર્શીનાં નામની ગંધ પણ નથી એટલે **मूलं नास्ति कुतः शाखा** ? લેખક મહાશયને કંઇ અલૌકિક જ્ઞાન થયું છે કે. લેખમાં તેમને પ્રિયદર્શી નામ હોવાનું જણાય છે ? કે દુનીયા કંઇ સમજશે જ નહીં એમ માનીને, તેમણે ગમે તેમ લખ્યું છે ?

લેખકે બધાં વિશેષણો સંપ્રતિ મહારાજાને જ અનુલક્ષીને વાપર્યાં છે અને પોતાનાં સુકૃત્યોને જેબ આપવા માટે, માત્ર તુલના કરવાનાં સ્વરૂપમાં, તેના તેજ ખડક ઉપર, અંતના ભાગમાં, પોતાને લગતાં વિશેષણો વિહંગદૃષ્ટિએ કોતરાવ્યાં છે ( જુદો ખડકલેખ કોતરાવ્યો નથી ) એવું લેખકનું કથન પણ યથાર્થ નથી. એ કથન તેમણે કોઈ નવીન શોધ માનીને. લખ્યું હશે કે કેમ તે તેઓ જાણે.

સુદર્શન તળાવનું બીજી વારનું નિર્માણ રૂદ્રદામાના અમાત્ય સુવિશાખની દેખરેખ નીચે થયું હતું. તેમણે પોતાના સ્વામિ રૂદ્રદામનને જ ઉદ્દેશીને સર્વ વિશેષણો લેખમાં વાપર્યાં છે. એ લેખમાં સંપ્રતિને ઉદ્દેશીને વિશેષણો વાપરવાની અને સંપ્રતિ સાથે તુલના કરવાનાં સ્વરૂપમાં, ખડકલેખના છેવટના ભાગમાં, પોતાની સ્તુતિ કરવા કે કરાવવાની રૂદ્રદામાને કશીયે જરૂર નહતી. લગભગ ચારસો વર્ષ ઉપર થઈ ગયેલ રાજાને માટે, કોઇ રાજા આમ કરે પણ ખરો ? વળી રૂદ્રદામાએ પોતાને માટે સર્વ વિશેષણો વિહંગદૃષ્ટિએ કોતરાવ્યાં છે એમ કહીને,

લેખક મહાશય શું કહેવા માગે છે તે સમજવુંજ મુશ્કેલ થઇ પડે છે.

તળાવનું નિર્માણ કરનાર અને તેનું સમારકામ કરનારનાં નામો રૂદ્રદામાનાં લેખમાં છે જ. એ નામો અનુક્રમવાર ગણવામાં આવે તો, બિંદુસારનું નામ તેમાં ક્યાં છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે; અને લેખમાં બિંદુસારનું નામ જ ન હોય તો, તેમાં તે નામ હોવાની કલ્પના કેવી રીતે કરી શકાય ?

સંપ્રતિ મહારાજાને ગર્ભથી માંડીને, રાજલક્ષ્મી વધ્યા જ કરી હતી એમ કહીને, રૂદ્રદામાને ઉતારી પાડવાનો લેખકનો પ્રયત્ન યથાર્થ નથી. રૂદ્રદામાને આગર્ભ રાજલક્ષ્મીની વૃદ્ધિ ન થઇ હતી એમ લેખકે શાથી માની લીધું છે ? રૂદ્રદામા અત્યંત સમૃદ્ધ રાજવી હતો એ તો જાણીતું છે. વળી સંપ્રતિ મહારાજાએ લડાઇ સિવાય મનુષ્ય વધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને તેનું આજીવન પાલન કર્યું હતું એમ લેખક મહાશયે શાથી માની લીધું છે ? લેખક મહાશય, એનું કંઇપણ પ્રમાણ આપી શકે તેમ છે ? સુદર્શન તળાવના લેખમાં તો રૂદ્રદામાએ એવી પ્રતિજ્ઞા લીધી હતી અને તેનું આજીવન પાલન પણ કર્યું હતું એમ સ્પષ્ટ લખ્યું છે ( જુઓ, ગુજરાતના ઐતિહાસિક લેખ ભા૦ ૧ પૃ. ૧૧ ) વળી રૂદ્રદામાનાં જીવન–વૃત્તાન્તમાં, એવી પ્રતિજ્ઞાનો ઇસારો વટિક નથી તેમજ શક જેવી ક્રૂર જાતિના રાજા એવી પ્રતિજ્ઞા લે એ સ્વપ્ને પણ માની શકાય તેમ નથી એવું લેખકનું કથન ઠીક નથી. ક્રૂર જાતિમાં જન્મેલ મનુષ્ય દયાળુ ન જ હોય એ નિયમ છે ?

લેખક મહાશયે, રૂદ્રદામાને પાશ્ચાત્ય હિન્દનો એક નાનકડો રાજા માન્યો છે. તેમણે રૂદ્રદામાએ ઘણા દેશો જીતેલ હોવાના સંબંધમાં, શંકા પણ કરી છે. તેમણે આથી કહ્યું છે કે:—

" ક્ષત્રપ રૂદ્રદામાએ પોતાના બાહુબળથી, ઘણા દેશો જીતી લીધા હતા તે આપણે ભલે કબૂલ રાખીએ (જો કે આપણી આ માહિતીનો આધાર પણ મુખ્યત્વે કરીને તો આ સુદર્શન તળાવનો સંશયાત્મક લેખ જ છે) તો પણ એટલું તો ચોક્કસ છે કે, આવા વિસ્તૃત પ્રદેશ ઉપર, તેણે કદી સત્તા જમાવી નહોતી જ; પણ સમ્રાટ્ સંપ્રતિના દિગ્વિજયમાં જ આ બધા પ્રદેશોનો સમાવેશ થઇ જાય છે "

લેખકે આમાં સુદર્શન તળાવના લેખનેજ સંશયાત્મક ગણ્યો છે. એ લેખને તેમણે ત્યારે સંપ્રતિ મહારાજાને ઉદ્દેશીને ઘટાવવાનો પુષ્કળ પ્રયત્ન કેમ કર્યો છે એ પ્રશ્ન આથી ઉપસ્થિત નથી થતો ?

રૂદ્રદામા એક મહાન્ પરાક્રમી રાજા હતો. તેને તેનાં અતુલ પરાક્રમને લીધે, મહાક્ષત્રપ (ક્ષત્રિયોના મહાન પાલક) એવું અનન્ય બિરૂદ મળ્યું હતું. અન્ય શિલાલેખોમાં પણ તેને એજ બિરૂદ અપાયું છે. તેણે યૌધેય જેવી અજેય પ્રજાને પણ પરાસ્ત કરી હતી. દક્ષિણાપથ વિગેરે અનેક દેશોના સ્વામી શાતકર્ણિનો* બે વાર પરાજય કર્યો હતો. વળી તેણે

* We learn from the Nasik record of Queen Gautami that, her son destroyed the Sakas, Yavanas and pahlavas, and that his dominions extended not only over Asika, Asaka ( Asmaka on the Godāvari i. e. Mahārāshtra ) and Mūlaka (the District

પૂર્વ અને પશ્ચિમ આકર, અવન્તિ, અનૂપ દેશ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, સિન્ધુ, સૌવીર, કુકુર, અપરાન્ત, નિષાદ આદિ દેશો પોતાના બાહુબળથી જીતી લીધા હતા.

---

round Paithan ) but also over suratha (Kāthiawār) Kukur (in Western or Central India; near pāriyātra or the Western vindhyas ), Aparānta (North Konkan), Anupa ( district round Māhismati on the Narmada ), Vidarbha ( Berar ) and Akar–Avanti ( East and West Malwa )

Political History of Ancient India
( By Rai Chaudhuri ) P. 336.

( ગોતમીપુત્ર શકો, યવનો અને પહલવોનો નાશ કર્યો હતો એમ રાણી ગોતમીના નાશકના લેખ ઉપરથી, આપણે જાણીએ છીએ તેનું રાજ્ય અસિક, આસક ( ગોદાવરી ઉપરનો અસ્મક દેશ એટલે મહારાષ્ટ્ર ), અને મુલક ( પૈઠણ આસપાસનો પ્રદેશ ), ઉપરાંત સુરઠ (કાઠીઆવાડ), કુકુર (પારિયાત્ર કે પશ્ચિમ વિંધ્યાચળ પર્વત પાસે પશ્ચિમ કે મધ્યમ હિન્દમાં, અપરાંત ( ઉત્તર કોંકણ), અનુપ ( માહિષ્મતી અને નર્મદા આસપાસનો પ્રદેશ ). વિદર્ભ (વરાડ) અને આકર–અવન્તિ (પૂર્વ અને પશ્ચિમ માળવા ) માં ફેલાયું હતું એમ પણ એ લેખ ઉપરથી આપણે જાણીએ છીએ. )

... ...Gautamiputra Sri Sātakarni, probably the greatest of the Andhra kings ... He is said .. to have uprooted the Kshaharātas.

Cambridge Shorter History of India, P. 59.

( ગૌતમીપુત્ર પ્રાયઃ આંધ્ર રાજાઓમાં સૌથી મહાન્ ( હતો ) તેણે ક્ષહરાટોનું નિકંદન કર્યું હતું એમ કહેવાય છે. )

રૂદ્રદામા ક્ષત્રપ કેવો બહાદુર હતો તે સંબંધમાં, નિમ્ન પ્રમાણ જાણવાજોગ છે:—

**सुराष्ट्र और गुजरात पर पहेलीबार शकों की चढाई होने के बादसे वहां के पुराने स्थानीय गण–राज्य–वृष्णि और कुकुर–सदाके लिये समाप्त हो गये दीखते है, वे फिर नहीं उठे।**

भारतीय इतिहासकी रूपरेखा, भाग २, पृ. ८९०.

રૂદ્રદામા આવો મહા બળવાન હતો, તેને નિર્બળ કેમ માની શકાય ?

રૂદ્રદામાના લેખને સંપ્રતિનો લેખ માની લઇએ તો, અસલ અશોકનો સમય ક્યારે ? એ પ્રશ્નપણ ખડો થાય છે. રૂદ્રદામાના લેખને સંપ્રતિનો લેખ માનવામાં આવે તો, લેખક મહાશયની યાદીમાં, અશોકનું નામ જ નથી એમ માનવું પડે. શું લેખકનાં લીસ્ટમાં, મૌર્યવંશી રાજાઓમાં અશોકનું નામ જ નથી ? કે તેમણે પોતાની કલમથી, અશો-કને હાસ્યાસ્પદ રીતે પદભ્રષ્ટ કરેલ છે ?

લેખકે રૂદ્રદામાનો લેખ બરોબર જોયો હોત તો, એ સંબંધી ગમે તેવી કલ્પનાઓ કરવાની તેમને જરૂર જ ન રહેત. રૂદ્રદામાના લેખમાં અશોકનું નામ તો છે જ.

લેખક મહાશય અશોકને સંપ્રતિ તરીકે માને છે. આથી તેમણે કલ્પનાના ઘોડા નાહક દોડાવ્યા છે એમ કહીએ તો શું ખોટું ?

રૂદ્રદામાના લેખ પરત્વે લેખક મહાશયે કરેલી કલ્પનાઓ

ઢંગધડા વગરની છે. એ કલ્પનાઓ ઉપરથી, રૂદ્રદામાનો લેખ એ સંપ્રતિ મહારાજાનો લેખ નથી બની જતો. સુદર્શન તળાવનું ફરીથી નિર્માણ સંપ્રતિ રાજાએ કર્યું હતું એમ પણ નથી ઠરતું. સંપ્રતિ મહારાજાએ વાવો, કુવાઓ, તળાવો વિગેરે બંધાવ્યાં હતાં એમ લેખક મહાશય બતાવી શકશે ખરા ?

## ભાબ્રુનો શિલાલેખ

સમ્રાટ અશોકના શિલાલેખોમાં, ભાબ્રુ( વૈરાટનો )નો શિલાલેખ અત્યંત સુપ્રસિદ્ધ છે. એ શિલાલેખ હોવા છતાં, એનું મહત્ત્વ અનેરૂં છે. અશોકના શિલાલેખોમાં સામાન્ય રીતે એનો નંબર બીજો ગણાય છે. એ લેખ વૈરાટની બીજી ટેકરી ઉપર મળી આવ્યો હતો. ( જુઓ શ્રી રાધાકુમુદ મુકરજીકૃત ‘ Asoka ’ નું પૃ. ૧૪ ) મજકુર લેખ અસલ શિલા સાથે કલકત્તા એશિયાટીક સોસાયટીમાં હાલ વિદ્યમાન છે.

આ આખોયે લેખ સમસ્ત બુદ્ધ સંઘનેજ ઉદ્દેશીને લખાયલો છે. મહામાત્રો આદિને ઉદ્દેશીને તેમાં કશુંયે સંબોધન નથી. આ રીતે, મહારાજા અશોકે સંઘને પ્રત્યક્ષ રીતે ધર્મબોધ આપ્યો છે અને ધર્મ સંબંધી સંઘને પ્રત્યક્ષ નિર્દેશ કર્યો છે. મહારાજા અશોકે બીજા કેટલાક લેખોમાં મહામાત્રો આદિ દ્વારા સંઘ આદિને પરોક્ષ બોધ કે સૂચન કરેલ છે. આ લેખ તો બૌદ્ધ સંઘને પ્રત્યક્ષ બોધ અને સૂચનરૂપ છે. આ રીતે લેખની ઉપયુક્તતા અદ્વિતીય છે.

ભાબ્રુનો લેખ ઇ. સ. પૂ. ૨૬૦ માં લખાયો હતો. મહારાજા અશોકના નાના ખડકલેખોનું નિર્માણ ખડકલેખો અગાઉ

જ થયું હતું. મહામાત્રોની નીમણુક ભાબ્રુના લેખ પછી જ થઈ હતી (જુઓ ઉપર્યુક્ત Asoka પૃ. ૩૭, પૃ.૪૩ અને પૃ.૨૧૦)

અશોકે સારનાથ, સાંચી અને કૌશામ્બીના સ્તંભલેખો માફક, આ લેખથી પોતાનું ધાર્મિક દૃષ્ટિએ સંઘ ઉપર નેતૃત્વ છે એમ સૂચિત કર્યું હતું. આ રીતે તેઓ ધર્મ-રક્ષક બન્યા હતા. ધર્મમાં ફાટપુટ પડાવનારાઓને શિક્ષા પણ થતી હતી એ આ લેખોના સંબંધમાં ખાસ જાણવા જેવું છે. અશોકે ભાબ્રુના લેખમાં મહત્ત્વના બૌદ્ધ ધર્મગ્રંથોનો નિર્દેશ કર્યો છે અને બુદ્ધ, બુદ્ધ ધર્મ અને બૌદ્ધ સંઘ એટલે ત્રિરત્ન કે ત્રિશરણમાં પોતાની નિરતિશય શ્રદ્ધા વ્યક્ત કરી છે એ પણ ખાસ ઉલ્લેખનીય છે. અશોકે બૌદ્ધ ધર્મ ગ્રહણ કર્યો હતો અને તે બુદ્ધ ધર્મનો ચુસ્ત અનુયાયી હતો એમ પણ આ લેખથી સિદ્ધ થાય છે.

મહારાજા અશોકનો આ સુપ્રસિદ્ધ શિલાલેખ નીચે પ્રમાણે છે:—

(१) पियदसि लाजा मागधं संघं. अभिवादनं आ हा(:) अपाबाधतं च फासु विहालतं चा (।)

(२) विदित वे भंते आवतके हमा बुधसि धंमसि संघ-सीति गलवे च पसादे च (।) स केंचि भंते

(३) भगवता बुधेन भासिते सवे से सुभासिते वा ए चु खो भंते हमियाये दिसेया हेवं सधंमे

(४) चिलठितिके होसतीति अलहामि हकं तं वतवे (।) इमानि भंते धंमपलियायानि विनयसमुकसे

(५) अलियवसानि अनागतभयानि मुनिगाथा उपतिसप-
सिने ए च । लाघुलो(—)

(६) वादे मुसावादं अधिगिच्य भगवता बुधेन भासिते
एतान भंते धंमपलियायानि इच्छामि

(७) किंति (?) बहुके भिखुपाये च भिखुनिये च ।
अभिखिनं सुनयु च । उपधालेयेयु च ।

(८) हेवं हेवा उपासका च। उपासिका च।( )च। एतेनि
भंते इमं लिखापयामि अभिहेतं म जानंतति ।

## લેખનું ભાષાંતર

મગધના પ્રિયદર્શી રાજા સંઘને અભિવંદનપૂર્વક સંબોધન કરીને, સંઘ સુખ અને આરોગ્યમાં રહે એમ ઇચ્છીને કહે છે:-

હે ભદ્રો ! બુદ્ધ, ધર્મ અને સંઘ પ્રત્યે મારી કેવી પૂજ્ય-બુદ્ધિ અને શ્રદ્ધા છે એ આપ જાણો છો.

ભદ્રો ! ભગવાન બુદ્ધે જે કંઇ કહ્યું છે તે બધું સારૂં છે પણ સત્ય ધર્મ શાશ્વત રહે એ ઉદ્દેશથી, મેં ધર્મગ્રંથોની વરણી કરી છે. આથી એ ગ્રંથોનાં નામ મારી તરફથી જણાવવાનો હું મારો અધિકાર માનું છું.

હે ભદ્રો ! એ ધર્મગ્રંથો નીચે પ્રમાણે છે:—

૧. વિનય સમુકાસ (વિનય સમુત્કર્ષ)—નૈતિક સંયમનો ઉત્કૃષ્ટ ગ્રંથ.

૨. અલિય-વસાર્નો (આર્યવંશ)-ઋષિઓનાં આદર્શ જીવન અને આચારનો ગ્રંથ.

૩. અનાગત ભયાનિ (અનાગત ભય)-સંઘ અને સિદ્ધાન્તને સંભવનીય ભાવિ ભયવિષયક ગ્રંથ.

૪. મુનિ-ગાથા-સાધુ સંબંધી કાવ્ય.

૫. મૌનેય-સુતે (મૌનેય સૂત્ર)-મૌન સંબંધી બૌદ્ધગ્રંથ.

૬. ઉપાતિસ પસિને (ઉપતિષ્ય પ્રશ્ન) ઉપતિષ્યના પ્રશ્નો.

૭. રાહુલવાદ-ભગવાન બુદ્ધે અસત્યથી પ્રારંભ કરીને રાહુલને આપેલ ઉપદેશ (લાઘુલોવાદે મુસાવાદં અધિગિચ્ચ).

હે ભદ્રો! ઘણાખરા ભિક્ષુકો અને ભિક્ષુકિણીઓ ધર્મના આ ગ્રંથો કે વિભાગોમાંથી, વારંવાર ધર્મનું શ્રવણ અને ધારણ કરે અને ઉપાસકો તથા ઉપાસિકાઓને પણ એ જ રીતે ધર્મનું શ્રવણ અને ધારણ થાય એમ હું ઇચ્છું છું.

હે ભદ્રજનો! જનતા મારી ઇચ્છા જાણી શકે તે માટે, મેં આ લેખ કરાવ્યો છે.

પ્રિયદર્શી એ મહારાજા અશોકનું એક બિરૂદ હતું. આથી ઉપર્યુક્ત લેખ મહારાજા અશોકનો જ લેખ હોવાનું સચોટ પ્રમાણ મળી રહે છે.

આમ છતાં, ડૉ. શાહે આ લેખ પણ સંપ્રતિનો લેખ છે એમ માનવા-મનાવવાનો પોતાના લેખમાં વિચિત્ર પ્રયત્ન કર્યો છે એ ઘણું શોકજનક છે. દાક્તર સાહેબે ભાબ્રુનો લેખ પ્રિય-

દર્શિન્ ( સંપ્રતિ )નો છે એમ 'પ્રાચીન ભારતવર્ષ' નામક પોતાનાં પુસ્તકમાં કહ્યું છે. ( જુઓ પૃ. ૫૧ ટી૦ ) વળી પોતાનાં પુસ્તકમાં 'અત્યાર સુધી સર્વેની માન્યતા એમ છે કે, અશોક અને પ્રિયદર્શિન તે બન્ને એક જ વ્યક્તિ છે જ્યારે મારા મંતવ્ય પ્રમાણે, તે બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ લાગે છે અને અશોક પછી તેના પૌત્ર તરીકે રાજા પ્રિયદર્શીને રાજ્યની લગામ ગ્રહણ કરી છે.' એમ પૃ. ૮૪ નાં ટીપ્પણમાં કહ્યું છે. 'બાદ પ્રિયદર્શીન ઉર્ફે સમ્રાટ્ સંપ્રતિ થયો' એમ પૃ. ૧૯૫ માં કહીને, તેમણે પ્રિયદર્શિન્ અને સંપ્રતિની અભિન્નતા સ્વીકારી છે. આથી એક મહત્ત્વનો મુદ્દો ઉપસ્થિત થાય છે, કારણ કે પ્રિયદર્શિન્ એ અશોકનું નામ હતું. આ સંબંધમાં 'સુમંગલ-વિલાસિની' ના બીજા ભાગનાં પૃ. ૬૧૩-૧૪ નું નીચેનું પ્રમાણ અત્યંત મહત્ત્વનું થઇ પડે છે:—

**अपर–भागे पियदासो नाम कुमारो चत्तं उस्सापेत्वा असोको नाम धम्मराजा हुत्वा सो ता धातुयो गहेत्वा जंबुदीपे विथ्थारिका अकासि**

**अनागते पियदासो नाम कुमारो चत्तं उस्सापेत्वा असोको नाम धम्मराजा भविस्सति, सो इमा धातुयो विथ्थारिका करिस्सती ति**

ઉપરનાં પ્રમાણ ઉપરથી, **पियदासो ( पियदास, प्रियदर्शः, प्रियादर्शः, प्रियदर्शी )** એવું રાજ્યારોહણ અગાઉ અશોકનું

નામ હતું એમ સિદ્ધ થાય છે. ' બુદ્ધચર્યા ' પૃ. ૫૪૭ માં **पियदास ( पियदस्सी )** એટલે અશોક એમ કહ્યું છે. અશોક અને પ્રિયદર્શીની એકતા આ રીતે સાબિત થાય છે.

ભાબ્રુ આદિના શિલાલેખોને અંગે, પ્રિયદર્શિન્ એટલે સંપ્રતિ એમ કોઇ રીતે માનવાનું રહેતું જ નથી. આમ છતાં, દાક્તર સાહેબે પોતાના ગ્રંથમાં ભાબ્રુના લેખ ( જુઓ પૃ. ૫૧ ટી૦ ) તેમજ અશોકના અન્ય લેખોને સંપ્રતિના લેખો માની લઇને, એ રીતે અશોકને સંપ્રતિ પણ માન્યા છે. હવે આપણે ભાબ્રુના લેખ સંબંધી લેખકનાં મંતવ્યનો વિચાર કરીએ. તેમણે એ લેખ સંબંધી, પોતાના લેખમાં પૃ. ૭૭ ઉપર કહ્યું છે કે:—

" ભાબ્રા શિલાલેખ અથવા જેને બીજો વૈરાટનો લેખ પણ કહેવાય છે તેની આદિમાં જ, અશોકને બુદ્ધ ભગવાન, ધર્મ અને સંઘ પ્રત્યે ભક્તિભાવ જાહેર કરતો લખેલ છે. જે પ્રમાણે બૌદ્ધ ધર્મમાં ત્રિપદીનું સ્વરૂપ વર્ણવ્યું છે તે મિશાલે ભલે કેટલાક વિદ્વાનો આ અર્થને સંમત થતા હોય, પણ જો તે જ અર્થ નિર્મિત હોય તો, તે જ લેખમાં આગળની જે લીટીઓ છે તેની સાથે તે શા માટે બંધબેસતો થતો નથી ? વળી, ખડક લેખોમાં તેમજ સ્તંભ લેખોમાં, જે ધર્મ પ્રરૂપેલો છે તે કોઇપણ અંશે બૌદ્ધ ધર્મ નથી એમ ડૉ. ફ્લીટ સાહેબની ઠેઠ સુધી માન્યતા હતી; કારણ કે તેમાં કયાંય " બુદ્ધ " એવો શબ્દ લખેલ નજરે પડતો નથી. અને " સંઘ " શબ્દ પણ માત્ર એક જ વખત વપરાયલો છે. અને તે પણ એવો ખૂણેખાંચરે વપરાયલો છે કે, તેનું મહત્ત્વ એટલું બધું સ્વીકારી શકાય નહી. "

" જે ત્રિપદીનો ઉપરમાં નિર્દેશ કરાયો છે તેવી ત્રિપદી જૈન સંપ્રદાયમાં, " **सुदेव, सुगुरु, सुधर्म** " એ ત્રણ તત્ત્વોની બનેલ **रत्नत्रयम्** કહેવાય છે; અને સમ્યગ્દર્શન=**सम्यक्त्व-प्राप्ति=बोधिबीज** મેળવવા માટે પ્રાથમિક જરૂરીઆત પ્રથમ પાયારૂપે તેની ગણના કરેલી છે. "

બાબુના લેખ સંબંધી દાક્તર સાહેબનાં ઉપર્યુક્ત વિચિત્ર મંતવ્ય ઉપરથી, અનેક મુદ્દાઓ ઉપસ્થિત થાય છે. પહેલો મુદ્દો એ છે કે, તેમણે માનેલ ' બાબ્રા ' એ નામ જ ખોટું છે. ' બુદ્ધ ' શબ્દનો લેખમાં ઉલ્લેખ જ નથી અને ' સંઘ ' શબ્દનો એક જ વાર ઉલ્લેખ થયેલો છે એવું તેમનું મંતવ્ય યથાર્થ નથી. લેખની આગળની લીટીઓ બૌદ્ધોની ' ત્રિપદી ' નાં સ્વરૂપને બંધબેસતી નથી એવું તેમણે શા માટે માની લીધું છે ? એ એક વિચારણીય પ્રશ્ન છે. તેમણે લેખની આગળની લીટીઓ કેમ નથી બતાવી ? એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. ' સંઘ ' શબ્દ ખૂણેખાંચરે પડેલ છે એમ કહીને, લેખક મહાશય શું કહેવા માગે છે ? એ સમજવું જ મુશ્કેલ થઇ પડે છે.

' ત્રિરત્ન ' એ શબ્દ જૈનોનો જ છે એમ લેખકે માની લીધું છે પણ તે અયુક્ત છે. ત્રિરત્ન કે ત્રિશરણ એટલે બુદ્ધ, બુદ્ધ ધર્મ અને બૌદ્ધ સંઘ. **बुद्धं शरणं गच्छामि, धर्मं शरणं गच्छामि, संघं शरणं गच्छामि** એ વાક્યો બૌદ્ધોનાં ત્રિરત્નનાં વાચક છે.

લેખમાં બતાવેલ સાત ગ્રંથો–વિનયસમુત્કર્ષઃ( પાટિમો-

કખ ), આર્યવંશા: ( અંગુત્તરનિકાય, દ્વિતીય ભાગ ), અનાગતભયાનિ (અંગુત્તરનિકાય, તૃતીયભાગ), મુનિગાથા ( સુત્તનિપાત–મુનિસુત્ત, પ્રથમ ભાગ ), મૌનેયસુત્રમ્ ( સુત્તનિપાત–નાલકસુત્ત, તૃતીય ભાગ ), ઉપતિષ્યપ્રશ્ન ( સુત્તનિપાત, ચતુર્થ ભાગ ) અને રાહુલવાદ ( મજ્ઝિમ-નિકાય–રાહુલીવાદસુત્ત, પ્રથમ ભાગ ) જૈનોમાં છે એમ દાક્તર સાહેબ બતાવી શકશે ખરા ? આ ગ્રંથો જોવા, જાણવા કે મેળવવાની તેમણે કોઇવાર જરાયે તસ્દી પણ લીધી છે ખરી ?

દાક્તર સાહેબે ડૉ. ફ્લીટનો મત ટાંકયો છે પણ એ વાસ્તવિક નથી. ડૉ. ફ્લીટનો મત આધુનિક ઇતિહાસ અને સંશોધનની દૃષ્ટિએ વિચાર કરતાં, અનુપયુક્ત થઇ પડે છે. ડૉ. દેવદત્ત ભાંડારકરે પોતાના ' Asoka ' ની બીજી આવૃત્તિમાં આ સંબંધી પૃ. ૭૯–૮૦ ઉપર સત્ય જ કહ્યું છે કે:—

The question regarding which, difference of opinion is now possible is: when did Asoka become a follower of Buddhism ? The scholar who considered this question last was the late Dr. J. F. Fleet. He held that, the Dhamma inculcated in the rock and pillar edicts was in no way the Buddhist Dhamma, because in them Buddha is not mentioned at all and the Sangha only once and in such a way as to place it on a par with other creeds. The object of these edicts, says Dr. Fleet, was thus 'not to propegate Buddhism or any other particular religion, but to proclaim the determination of Asoka

to govern his kingdom righteously and kindly in accordance with the duty of pious kings." In other words, term *Dhamma*, used in the rock and pillar edicts, Fleet takes as the 'ordinary' *Dharma* of kings, which is laid down in the Manavadharmasastara, 1-114, as one of the topics of that work.' According to him, Asoka was converted to Buddhism in the thirtieth year from his coronation, that is, two year after the pillar edicts were engraved. Evidently, Fleet ignores The fact that, the Dhamma Asoka refers to in his rock and pillar edicts is intended for being put into practice, not by himself or his officers, but by all men. Obedience to parents, respect for teachers, seemly behaviour towords relatives and so forth, as we shall see later on, are some of the practices of Dhamma taught by Asoka. This Dhamma can not possibly be *raja Dhamma*, which represents a code of duties for a king and his officers to perform and not for his people.

( અશોક બુદ્ધધર્મનો અનુયાયી કયારે થયો એ પ્રશ્નને અંગે મતભેદ હવે શકય છે. આ પ્રશ્નના સંબંધમાં, ડૉ. જી. ઍફ. ફ્લીટ નામના વિદ્વાને છેલ્લો વિચાર કર્યો હતો. ખડકલેખો અને સ્તંભલેખોમાં જણાવવામાં આવેલો ધર્મ એ કોઈ રીતે બુદ્ધ ધર્મ નથી એવો તેમનો મત છે. લેખમાં 'બુદ્ધ' શબ્દનો ઉલ્લેખ જ નથી અને 'સંઘ' શબ્દ માત્ર

એકવાર વપરાયેલો છે અને તે પણ બીજા ધર્મો સાથે સમાનતાદર્શક રીતે એવી પણ ડૉ. ફ્લીટની માન્યતા હતી. બુદ્ધ કે કોઇ બીજા ધર્મનો પ્રચાર કરવાનો ઉદ્દેશ આ લેખોનો ન હતો એમ પણ ડૉ. ફ્લીટે કહ્યું છે. ભક્તિપ્રધાન રાજાઓનાં કર્તવ્ય અનુસાર, પોતાનું રાજ્ય નીતિ અને દયાથી ચલાવવાનો નિશ્ચય જાહેર કરવો એ જ આ લેખોનો ઉદ્દેશ હોવાનું ડૉ. ફ્લીટનું મંતવ્ય હતું. 'માનવધર્મશાસ્ત્ર' માં એક વિષય તરીકે, રાજાઓનો સામાન્ય ધર્મ પહેલા ભાગમાં પૃ. ૧૧૪ ઉપર જણાવવામાં આવ્યો છે. તે જ સામાન્ય ધર્મના અર્થમાં ખડકલેખો અને સ્તંભલેખોનો 'ધર્મ' શબ્દ વપરાયલો છે એમ બીજા શબ્દોમાં કહી શકાય એમ પણ ડૉ. ફ્લીટે કહ્યું છે. અશોકનાં રાજ્યકાળ પછી ત્રીસ વર્ષે, એટલે સ્તંભલેખોના નિર્માણ પછી બે વર્ષે અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો એમ ડૉ. ફ્લીટ માને છે. અશોકે ખડકલેખો અને સ્તંભલેખોમાં જે ધર્મનો નિર્દેશ કર્યો છે તે ધર્મ પોતાને કે પોતાના રાજપુરૂષો માટે નહીં પણ સર્વ મનુષ્યો માટે આચરવાનો ધર્મ છે એવા અશોકના ઇરાદાની ફ્લીટ સાહેબ દેખીતી રીતે ઉપેક્ષા કરે છે. માબાપની આજ્ઞા માનવી, ગુરૂ પ્રત્યે વિનય, આપ્તજનો પ્રત્યે સદ્વર્ત્તન આદિનો અશોકે ધર્માચરણ તરીકે બોધ આપ્યો હતો એમ આપણે હવે પછી જોઇશું. આથી અશોકનો ધર્મ રાજધર્મ હોય એ શક્ય નથી રાજધર્મ એ તો રાજા અને રાજપુરૂષોના કર્તવ્યોનો કાયદો છે. એ પ્રજાનાં કર્તવ્યનો કાયદો નથી ).

ભાબ્રુના લેખમાં જ 'બુદ્ધ' શબ્દ ત્રણવાર વપરાયેલો છે

'સંઘ' શબ્દ બે વાર વપરાયેલો છે. દાક્તર સાહેબને લેખમાં 'બુદ્ધ'શબ્દ છે એની ખબર જ નથી. 'સંઘ' શબ્દ પણ લેખમાં એક જ વાર આવે છે એમ તેઓ કહે છે. આથી દાક્તર સાહેબે શિલાલેખ જ નથી વાંચ્યો એમ માનીએ તો શું ખોટું ?

બ્રહ્મગિરિના લેખમાં ત્રીજી લીટીમાં, સિદ્ધપુરના લેખમાં છઠ્ઠી લીટીમાં, જતિંગાવાળા લેખમાં પાંચમી લીટીમાં, સારનાથના લેખમાં ત્રીજી, ચોથી અને સાતમી લીટીમાં, સાંચીવાળા લેખમાં પહેલી અને ત્રીજી લીટીમાં, કૌશામ્બીના લેખમાં ત્રીજી લીટીમાં, માસ્કીવાળા લેખમાં ત્રીજી લીટીમાં અને દિલ્હી-ટોપરાના લેખમાં ૨૫ મી લીટીમાં એમ આ આઠ લેખોમાં 'સંઘ' શબ્દ ૧૨ વાર વાપરવામાં આવેલ છે. ભાબ્રુના લેખ સાથે 'સંઘ' શબ્દ અશોકના લેખોમાં કુલ્લે ૧૪ વાર વપરાયો છે.

'બુદ્ધ' શબ્દ રૂમિની દેવી, નાગાર્જુનની ગુફા અને માસ્કીના લેખોમાં બીજી લીટીઓમાં જ વપરાયો છે. ભાબ્રુના લેખ સાથે 'બુદ્ધ' શબ્દ અશોકના લેખોમાં છ વાર વાપરવામાં આવ્યો છે.

ભાબ્રુના આખાયે શિલાલેખ સંબંધી ડૉ. સાહેબનો કેટલો બધો વિભ્રમ છે એ આ સર્વ ઉપરથી નિશ્ચિત થઈ શકે છે.

## आकरावंति अने आकारावंति

લેખક મહાશયે રૂદ્રદામા ક્ષત્રપે જીતેલા કેટલાક દેશો (પૂર્વ અને પશ્ચિમ આકર, અવંતિ, અનૂપ, આનર્ત્ત, સુરાષ્ટ્ર,

શ્વભ્ર, મરૂ, કચ્છ, સિંધુ સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદ*) સંપ્રતિ મહારાજાએ જીત્યા હોય એમ માન્યું છે. તેમણે આ દેશોનાં નામ ગણાવતાં, પૂર્વ અને પશ્ચિમ આકર તથા અવંતિને બદલે 'પૂર્વ તથા પશ્ચિમ આકરાવંતિ' (પૂર્વાપરાકરાવંતિ) એ શબ્દો વાપર્યા છે. વળી તેમણે પોતે માનેલ 'આકરાવંતિ' ની વિચિત્ર વ્યાખ્યા આપી છે. તેમણે આ વ્યાખ્યા આપતાં કહ્યું છે કે:—

આકર=ખાણ+અવંતિ=ઉજ્જયિની.

લેખકની આ વ્યાખ્યા બરાબર નથી એ દેખીતું છે.

લેખકે આકરનો અર્થ લોખંડ આદિની ખાણવાળું સ્થાન, ખાણ અને દેશ એમ કર્યો છે. (જુઓ તેમનાં પ્રાચીન ભારતવર્ષનાં પૃ. ૧૮૦ ટી૦, પૃ. ૨૨૩ અને ૨૨૩ ટી૦). તેમણે આ ત્રણે અર્થો ભલે આપ્યા હોય; પણ રૂદ્રદામને જીતેલ પૂર્વ અને પશ્ચિમ આકર (પૂર્વાપરાકરાવંતિ) માં 'આકર' શબ્દ દેશવાચક જ છે એ તેમણે યથાર્થ રીતે સમજવું જોઈતું હતું. આ રીતે બરોબર સમજીને, પૂવ અને પશ્ચિમ આકર (પૂર્વાપરાકરાવંતિ) માં, 'આકર' શબ્દ દેશવાચકજ છે એમ તેમણે સ્પષ્ટ જણાવવાની જરૂર હતી; પણ તેમણે તેમ ન કરતાં, 'આકર' નો અર્થ 'દેશ'

*जनपदानां स्ववीर्य्यार्जितानामनुरक्तसर्वप्रकृतीनां पूर्वापराकरावन्त्यनूपनीवृदानर्त्तसुराष्ट्र श्व ( भ्र् )र ( म )रु ( कच् ) छ ( सू ) इ ( न् ) धुम ( औ ) व् ( ई ) र कुकुरापरांतनिषादादीनां समग्राणां

—गुजरातना ऐतिहासिक लेख. पृ. ९.

પણ કર્યો છે, 'ખાણ' પણ કરેલ છે જે ઠીક નથી કહેવાની મતલબ એ જ કે, રૂદ્રદામાએ જીતેલ દેશોમાં 'આકર' એ એક દેશવાચક જ શબ્દ છે.

આકર એ એક દેશ હોવાના સંબંધમાં નિમ્ન પ્રમાણો જાણવા જેવા છે:—

...अवन्ति के पूरब लगा हुआ आकर देश था...

—भारतभूमि और उसके निवासी पृ. ७४

Akara or Dacarna

—Cambridge History of India, Vol. 1 P. 523.

( આકર અર્થાત્ દશાર્ણ )

**पूरबी, पच्छिमी आकर**

—भारतीय इतिहास की रूपरेखा भाग २, पृ. ८९६

( પૂર્વ અને પશ્ચિમ આકર ).

આકર એ અવંતિની પૂર્વનો એક દેશ હતો અને તેના પૂર્વ આકર અને પશ્ચિમ આકર એવા બે ભાગો હતા એમ ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે. આકર દેશને દશાર્ણ દેશ પણ કહેતા હતા. લેખક માને છે તેમ 'આકાર' ને નહીં.

લેખક મહાશયે જ્યાં 'આકર' નો અર્થ 'ખાણ' થવો જોઇએ ત્યાં 'દેશ' કર્યો છે. દાખલા તરીકે ઉદાયન સિંધુ–સૌવિરપતિના સ્વામીત્વવાળા દેશો વિગેરેમાં, ૧૬ દેશો ઉપરાંત, વીતભયપટ્ટણ આદિ ૩૬૩ નગરો અને આકર (ખાણો)

પણ હતી એ ઇતિહાસ આદિમાં સુવિદિત છે. ભગવતી-સૂત્રમાં પણ સિંધુ–સૌવિરપતિ ઉદાયનનાં સ્વામીત્વવાળા દેશો વિગેરેનો સ્પષ્ટ નિર્દેશ છે. તેમાં ' આકર ' નો અર્થ ' સુવર્ણાદિ ખાણો ' એવો કરવામાં આવ્યો છે* આમ છતાં, લેખક મહાશયે ઉદાયનના દેશો વિગેરે ગણાવતાં, ' આકર ' નો અર્થ ખાણને બદલે દેશ જ કર્યો છે આ કેવું કહેવાય ?

લેખકે ' આકરાવંતિ ' ઉપરાંત, ' આકારાવંતિ ' શબ્દ પણ દેશવાચક રૂપમાં વાપર્યો છે. ' આકાર ' એ શબ્દ દેશ-વાચક રૂપમાં કદાપિ વપરાતો નથી. आकार એ દેશવાચક શબ્દ જ નથી આથી आकारावंति એ લેખકનો શબ્દપ્રયોગ જ ખોટો છે, વળી આકારનો અર્થ ' સમૂહ ' થાય છે તે ઉપરથી, ' સ્તૂપોનો સમૂહ ' એવો અર્થ કરીને લેખકે તેનો અર્થ કદાચ સાંચી અને ભીલસાનો પ્રદેશ થાય એમ કહ્યું છે એ કેટલું બધું વિચિત્ર કહેવાય ? વળી ' પૂર્વાપરાકારાવંતિ ' નો લેખકે ' પૂર્વ અવંતિનો પાછલો ભાગ ' એવો જ અર્થ કર્યો છે એ પણ જેવું તેવું વિચિત્ર નથી.

પૂર્વ આકરાવંતિ અને પશ્ચિમ આકરાવંતિ એ નામના કોઈ દેશો જ ન હતા–લેખકે આમ છતાં, એ બન્નેને દેશો ગણ્યા છે. પૂર્વાપરાકારાવંતિને પણ તેમણે એક દેશ કે પ્રદેશ ગણેલ છે. એ લેખક મહાશય શું ન કરે એ સમજવું કલ્પનાતીત થઇ પડે છે.

---

*भगवतीसूत्र ( गुजरात विद्यापीठ-अमदावादवालुं ) पांचमुं अंग, त्रीजो खंड. पृ. ३२६.

## છેવટના બે બોલ

આ પ્રમાણે, આજના પ્રકાશમય ઐતિહાસિક ક્ષેત્રમાં, અંધકાર માની જનતાની આંખે પાટા બાંધવાનો અને બે વિધર્મી રાજાઓના લેખોને પોતાના ધર્મના રાજાના લેખો મનાવી, બીજાની સંપત્તિ સ્વકીય સંપત્તિ મનાવવાનો દાકતર સાહેબે વિચિત્ર પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્નનો શો ઉદ્દેશ હશે તે તેઓ જ જાણે. એથી કંઈ વિશેષ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

દાક્તર સાહેબનો લેખ માની લઈએ તો, ચંદ્રગુપ્ત. બિન્દુસાર આદિના રાજ્યકાળ કયાંથી કયાં સુધી ગણાવા એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વળી સમ્રાટ્ અશોકે શિલાલેખો જ ઉભા કરાવ્યા ન હતા અને અશોકના શિલાલેખોમાં આલેખાયલી લિપિ જૈન લિપિ છે એમ ઘણીયે બાબતો માનવી પડે છે, પણ એમ કોઈ રીતે માની શકાય તેમ જ નથી.

અશોકના લેખો સંપ્રતિ મહારાજાના છે એમ ઘટાવવા માટે, દાક્તર સાહેબે અશોકના લેખોમાં સૂક્ષ્મ અહિંસાનું સમર્થન કરવામાં આવ્યું છે એમ જે કહ્યું છે તે યુક્ત નથી. રૂપનાથ, વૈરાટ અને સહસ્રામના લેખો સંપ્રતિ મહારાજાના છે એમ તેમણે સ્પષ્ટ રીતે કે ગર્ભિતપણે માન્યું છે તે પણ ઠીક નથી.

દાક્તર સાહેબના આખાયે લેખનું તાત્પર્ય એજ કહી શકાય કે, તેમણે જાણી જોઈને જ. અશોકના શિલાલેખોને સંપ્રતિ મહારાજાના ઠરાવવાનો પોતાના લેખમાં વિચિત્ર પ્રયાસ કર્યો છે તેમના એ લેખથી તેમની મુરાદ પાર પડી

નથી એમ તો જરૂર કહી શકાય, અને એટલું આપણું સદ્-ભાગ્ય છે એમાં કંઇ શંકા નથી.

લેખકે અશોક અને સંપ્રતિ (પ્રિયદર્શી) ને એક ગણીને, અશોકને ઉડાડી મૂકયા છે; પણ એથી અશોક જેવી મહાન્ ઐતિહાસિક વ્યક્તિ ઐતિહાસિક ક્ષેત્રમાંથી પદભ્રષ્ઠ થાય તેમ છે ? નહીં જ.

અશોકને આ પ્રમાણે ઉડાડી મૂકનાર દાક્તર સાહેબ અશોક અને સંપ્રતિના રાજ્યકાળ કયાંથી કયાં સુધી માને છે તે જણાવશે ખરા ?

આમ દાક્તર સાહેબનો આખોયે લેખ એક હદ બહારનો વિચિત્ર પ્રયાસ છે. તેઓ આવા વિચિત્ર લેખો હવેથી ન લખે એવા સાહૃદય સૂચન સાથે વિરમું છું.

## ડૉ. ત્રિભુવનદાસને પ્રશ્નો

૧. ચક્રવર્ત્તી મહારાજા ખારવેલ આજીવિક મતાનુયાયી હતા ?

૨. મનક મુનિનું મૃત્યુ બાર વર્ષની વયે થયું હતું ?

૩ ‘ શાક્તાયન ’ એ નામ ખરૂં છે ?

૪. મહાન્ વૈયાકરણ પાણિનિ જૈન હતા ? તેમનુજન્મ–સ્થાન ગોનાર્ડ ( ગોનર્દ ) દેશમાં હતું ?

૫. આપ જે ચંપા માનો છો તેની પાસે ગંગા નદી છે.

શ્રીવીરપ્રભુનાં કૈવલ્ય-સ્થાન જંભીયગામ પાસેની રૂજુવાલુકા નદી, આપે માનેલાં કૈવલ્ય-સ્થાન પાસેની નદી છે ?

૬. આપ જે સ્થળને પાવાપુરી માનો છો તે સંબંધમાં આપે માનેલ જગચિંતામણિ સૂત્ર અને સમયસુંદરનાં સ્તવનનાં પ્રમાણો સિવાય, આપની પાસે બીજાં કોઈ પ્રમાણો છે ?

૭. ' ભટ્ટ ' શબ્દનો અર્થ શું ?

૮. વેરાવળ પાસે આપે માનેલ શૌરીપુર પાસે જમના નદી છે ?

૯. સચ્ચઉરી એ સાંચીની સાથે કેવી રીતે બંધબેસ્તી થાય ? એ બન્નેની એકતા સંભવી શકે ? સચ્ચઉરી શ્રી વીરપ્રભુનું નિર્વાણ-સ્થાન છે એમ કેમ માની શકાય ?

૧૦. ' આયુદ્ધાઝ ' સાથે અયોધ્યાની સરખામણી કેવી રીતે કરી શકાય ?

૧૧. ' જનંગમ દ્વિજ 'નો અર્થ શું થાય ?

૧૨. દંતિવર્ધનને અવંતિના એક રાજા તરીકે માનવા માટે, ' ભરતેશ્વરબાહુબલિવૃત્તિ ' નાં ભાષાંતર સિવાય, આપની પાસે બીજું કોઈ પ્રમાણ છે ?

૧૩. ' વાહી ' શબ્દનો અર્થ શો ?

૧૪. પસેનદી અને પએસી એ બન્નેને આપ કેવી રીતે એક માનો છો ?

૧૫. શ્રીયકના ગુરૂ કોણ હતા ?

૧૬. "અયોધ્યા જતાં, વચ્ચે કનકખલ તાપસના આશ્રમવાળું મોટું જંગલ આવેલ છે" એમ ક્યાં લખેલ છે ?

૧૭. કૂણિકે ચંપાનગરી ક્યારે વસાવી ? ચેટક રાજા અને કુણિકનું યુદ્ધ ક્યારે થયું ? ચંપા વસ્યા પછી કે તે પહેલાં ? ચેટક અને હલ્લ વિહલ્લનાં મૃત્યુ ઇ. સ. પૂર્વે પર૭ માં થયાનું મંતવ્ય સત્ય છે ? ઉવવાઇસૂત્રમાં કૂણિકે કરેલ જે સામૈયાનો ઉલ્લેખ છે તે સામૈયું કોનું કરવામાં આવ્યું હતું ?

૧૮. પરદેશી રાજા કોશલપતિ હતા એવું ક્યાં જૈન શાસ્ત્રમાં લખ્યું છે ?

૧૯. શ્રીવીરપ્રભુનું નિર્વાણ હસ્તિપાલ રાજાની અશ્વશાળામાં થયું હતું એમ ક્યાંય લખ્યું છે ?

૨૦ શ્રીપાર્શ્વનાથ ભગવાનને કેશી નામે ગણધર ( પટ્ટધર નહીં ) હતા એમ કયા ગ્રંથમાં લખ્યું છે ?

૨૧. આચારાંગ સૂત્રમાં જણાવેલી વજ્જભૂમિથી, ભિન્ન એવી આપની વજ્જભૂમિ ક્યાં છે ? આપની વજ્જભૂમિ સંબંધી આપ કોઇ પ્રમાણ આપશો ?

૨૨. પ્રિયદર્શી અને સંપ્રતિ એ બન્ને એક હોવાની આપની માન્યતાને અંગે આપ શું પ્રમાણ આપો છો ?

૨૩. 'સચ્ચઉરીમંડણ'માંનું સચ્ચઉરી ( સત્યપુર ) ક્યાં છે ?

૨૪. શ્રીવીરપ્રભુનાં લગ્ન ૧૩-૧૪ વર્ષની વયે થયાં હતાં એમ ક્યાંય લખ્યું છે ?

२५. ઉદયન વત્સપતિ અને ઉદાયી મગધપતિ એ બન્નેમાં ખૂન કોનું થયું હતું ? અપુત્રીઓ કોણ મરણ પામ્યો હતો ?

२६. માસ્કીના શિલાલેખમાં, '**देवानां पियस असोकस**' એમ લખ્યું છે તો એ શિલાલેખ અશોકનો કે સંપ્રતિ મહારાજાનો ? 'પ્રિયદર્શી' એ વિશેષણ ઘણા રાજાઓને લાગુ નથી પડતું ?

२७ ભાબ્રુના લેખમાંના શબ્દોનો અર્થ આપ શું કરો છો ?

२८. કૌશામ્બીથી અતિરિક્ત આપે માનેલ વંશ દેશ કોઈ પણ ધર્મનાં શાસ્ત્રમાં છે !

२९. ચંદ્રગુપ્ત નંદનો દીકરો હતો એમ કલ્પસૂત્રની સુખબોધિકા ટીકામાં ક્યાં લખ્યું છે ?

३० ચંદ્રગુપ્ત નંદના પુત્ર હોવાનું 'પરિશિષ્ટપર્વ'માં લખ્યું છે ?

३१ ચંદ્રગુપ્ત અને નંદ વચ્ચેના સંબંધને અંગે, ઉપર્યુક્ત બે ગ્રંથોને આપે ખોટા માન્યા છે તો એ સંબંધમાં આપ કંઈ સમાધાન કરી શકશો ?

३२. આપ કેટલા માઇલનો યોજન ગણો છો ?

३३. આપની માનેલી સાંચીથી ભરહુત કેટલા માઇલ થાય ?

३४. બિંદુસાર પછી રાજકર્તા તરીકે, આપ અશોક (સંપ્રતિ) ને મૂકો છો તો અશોકે ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું ?

૩૫. સેંડ્રેકોટસ અને અશોક વચ્ચે કંઇ સામ્ય છે ? આ સંબંધમાં કંઇ ખુલાસો કરશો ?

૩૬. ધૌલી જૌગડ સમેતશિખરથી આશરે ચારસો માઇલ ગણાય છે, તો પછી એને તળેટી કેમ ગણી શકાય ?

૩૭. **पचूपगमन**નો અર્થ શું ? તેની પ્રતિક્રમણ સાથે સરખામણી કેવી રીતે કરી શકાય ?

૩૮. ડૉ. બુહ્‌લરે અણુવ્રતોને આશ્રવો કહ્યા છે એમ બતાવી આપશો ?

૩૯. મહારાજા સંપ્રતિએ કુવાઓ અને વાવો બંધાવેલ હોવાનું ' પરિશિષ્ઠ પર્વ ' માં ક્યાં લખ્યું છે ?

૪૦. ભરહુત સ્તૂપમાં મહાત્મા બુદ્ધની માતા માયાદેવીનાં સ્વપ્નનું (મહાત્મા બુદ્ધનાં ગર્ભાવતરણ સંબંધી) જે દ્રશ્ય છે તે આપે સંપ્રતિની માતાનું કેમ માની લીધું છે ? આ સંબંધી કંઇ પ્રમાણો આપશો ? માયાદેવીનાં સ્વપ્નદ્રશ્ય ઉપરનો **भगवतो उक्रंति** એ લેખ આપે કાઢી નાખ્યો તો નથી ? એ લેખનો અર્થ આપ જાણો છો ?

૪૧. અજાતશત્રુ અને સંપ્રતિએ ભરહુતમાં સ્મારકો કરાવ્યાં હતાં એ સંબંધમાં, આપ કંઇ પ્રમાણો આપી શકો છો?

૪૨. પ્રાચીન ' ભારતવર્ષ 'નાં પૂંઠાં ( તેમજ પૃ. ૧૬૨ ) ઉપરનું કલ્પવૃક્ષનું ચિત્ર બે હજાર વર્ષનું પુરાણું છે એમ આપ માનો છો એ સંબંધમાં કંઈ પ્રમાણ છે ?

૪૩. શું બૌદ્ધો ચતુર્વિધ સંઘ નથી માનતા ?

૪૪. અશોકના શિલાલેખોમાં ' નિર્ગ્રન્થ ' શબ્દ મુખ્યપણે વપરાયેલ છે કે ગૌણપણે ?

૪૫. સરસ્વતીનાં ચિત્રને માથું ન હોવા છતાં, આપે એ નવું મૂકી દીધું છે એ કઇ જાતની શોધ કહેવાય ?

૪૬. ' દિસાગિરિ ' નો અર્થ શું ? **पुरुविदा** નો અર્થ શું થાય ?

૪૭. મહાક્ષત્રપ રૂદ્રદામાનો સમય કયારે ( કયાંથી કયાં સુધી ) ગણો છો ?

૪૮. કોટિવર્ષ એ ગુજરાતના લાટની રાજધાની હતું ? એ વડનગર કે ખંભાત હોવાની શકયતાના સંબંધમાં, આપ કંઇ પ્રમાણો આપશો ?

૪૯. શ્રીવીરપ્રભુને સંગમ દેવનો ઉપસર્ગ શ્વેતામ્બી પાસે થયો હતો ?

૫૦. મૌર્યવંશી રાજાઓનો એકંદર કાળ કેટલો ?

૫૧. પ્રિયદર્શન્, પ્રિયદર્શિન્ ( પ્રિયદર્શી ), અશોક, અશોકવર્દ્ધન અને સંપ્રતિના સંબંધમાં આપની માન્યતા શું છે ?

૫૨. કેઇકદેશ કયાં આવ્યો હતો ?

૫૩. ભારહુત સ્તૂપ પ્લેઇટ ૩૦ માંના ચિત્રનો પરિચય, બૌદ્ધધર્મના પ્રખર હિમાયતી અને દૃઢભક્ત મગધપતિ સમ્રાટ્ અશોકવર્દ્ધન ( અશોક ) તરીકે ચિત્ર–પરિચયમાં કરાવી ( આકૃતિ ૧૪, પૃ. ૧૦૩ ), પૃ. ૧૦૩ માં પ્રિયદર્શી એટલે આપે માનેલ સંપ્રતિની હકીકતો કેમ આપી છે ?

અશોકવર્દ્ધનનું ચિત્ર એ લેખમાંના પૃ. ૬૬ નું અશોકનું ચિત્ર નથી? અશોકવર્દ્ધન અને અશોક એ બન્ને આપ એક માનો છો?

૫૪. આપના પુસ્તકનાં ૧૪૬ માં પૃષ્ઠનાં ટીપ્પણુમાં, આપે કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડીઆ (ભાગ ૧ લા) નાં પૃ ૬૦૧માંનું 'Early literature however distinguishes the Kaling-as from the odras or natives of orissa' (આમ છતાં, પ્રાચીન સાહિત્યમાં કલિંગનાં લોકોને ઉડ્ લોકો કે ઓરિસ્સાના વતનીઓથી જુદા ગણુવામાં આવ્યા છે.) એ એક વાક્યને લઇને, આપે કંઇ ઘાલમેલ નથી કરી?

૫૫. ઉપર્યુક્ત પુસ્તકમાંનું કલિંગ પ્રજા વિષેનું પ્રકરણ પૂરૂં થયા વિના જ, આપ ગમે તેમ અનુમાન કરીને કલિંગ અને ઉડ્ પ્રજાઓ સંબંધી. આપના મતનું પ્રતિપાદન કરી શકયા છો?

૫૬. આપની કલ્પનાઓથી ઉડ્ લોકો વંશ દેશનાછે એમ સિદ્ધ થઈ શકે છે? એથી આપનો માનેલો વંશ દેશ પણુ સિદ્ધ થાય તેમ છે?

૫૭. ઉડ્ અને વંશ એ બન્ને દેશો એક જ છે એમાં આપ શું માનો છો? એ બન્ને દેશો એક હોવાનું કયાંય લખ્યું છે?

૫૮. બિંદુસારના પુત્ર અશોકનું મૃત્યુ કઇ સાલમાં થયું હતું?

૫૯. 'મુંદ' નામનો કોઇ રાજા હતો?

૬૦. આર્દ્રકુમારે હિન્દ સંબંધી હકીકતો સોદાગર પાસેથી સાંભળી હતી?

૬૧. અશોકના એક રાજકુમારનું નામ 'તોસલીપુત્ત' હતું?